સુધરેલી રીત મુજબ,

## વર્નાકયુલર ટેકસ્ટ બુકસ રીવિઝન કમિટીએ તૈયાર કરેલી

---

# સાતમી ચોપડીના અર્થ.

---

(જેની અંદર શબ્દાર્થ—વ્યુત્પત્તિ પ્રમાણે અને રૂઢ બન્ને. શાસ્ત્રીય પદ્ધતિથી સંપૂર્ણ વ્યુત્પત્તિ, કવિતાનું વિવરણ–સ્ફુટીકરણ; બ્રિટિશ અને હિંદની સંપૂર્ણ રાજ્ય પદ્ધતિ, સમાસ પ્રકરણ, પ્લિ વગેરેનો વિસ્તારથી સમાવેશ કરેલો છે.)

---

રચનાર. મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. મગનલાલ મોતીરામ.

---

સુધારેલી તથા વધારેલી આવૃત્ત્તિ ૧ લી.

---

આ પુસ્તક સને ૧૮૬૭ ના ૨૫ મા આકટ મુજબ રજીસ્ટર કરાવ્યું છે

---

અમદાવાદ "જયન્તિ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યા.

સને ૧૯૦૮ સંવત ૧૯૬૪

કીંમત આઠ આના.

# પ્રસ્તાવના.

૨૦૬૧

અદ્યાપિ સુધીમાં અમારા તરફથી બહાર પડેલા ૧ થી ૬ ચોપડીઓના મિનિંગ અતિશય પ્રિય થઇ પડ્યા છે, એ તેની ઉપરા છાપરી નીકળતી આવૃત્તિઓ ઉપરથીજ વાચક વર્ગને સહજ સમજાશે. હવે આ સાતમી ચોપડીના મિનિંગ બહાર પાડી અમે અમારા આદરેલા કાર્યના પર્યવસાને પહોંચ્યા છીએ. એ અવસાન કાળમાં પણ અમે ઉપરના જેટલા બલકે તેથી પણ વિશેષ ફતેહમંદ નીવડીએ એવી ઇશ્વર પ્રતિ અમારી પ્રાર્થના છે.

અત્યાર સુધીમાં બહાર પડેલા મિનિંગો કરતાં આ સાતમી ચોપડીના મિનિંગ અમે તદ્દન નવીજ સ્ટાઇલ પર તૈયાર કીધા છે. અગાઉના મિનિંગોમાં ફક્ત પર્યાય શબ્દોજ આપ્યા છે, અને પાંચમી છઠ્ઠીના મિનિંગોમાં વ્યુત્પત્તિનો સહજ ઇસારોજ કરેલો છે. પણ આ મિનિંગમાં વ્યુત્પત્તિ શાસ્ત્રીય પદ્ધતિએ કરી બતાવવામાં આવી છે. એટલુંજ નહિ પણ વ્યુત્પત્તિ ઉપરથી ઉત્પન્ન થતા અર્થ અને રૂઢ અર્થ પણ યથાર્થ રીતે સમજાવ્યા છે. અઘરાં વાક્યો તથા કહેવતોને પણ બહુ સ્ફૂટ કરી સમજાવી છે, કવિતનો વિષય પણ નૂતન પદ્ધતિએ વિસ્તાર પૂર્વક સમજાવવામાં આવ્યો છે. વળી મિનિંગનાં છેલ્લાં પૃષ્ઠોમાં સમાસનું પ્રકરણ દાખલ કરવામાં આવ્યું છે, તેમાં ઉદાહરણો પણ બનતા સુધી સાતમી ચોપડીમાં આવેલા સામાસિક શબ્દોમાંજ લેવામાં આવ્યાં છે.

ઉપર પ્રમાણે આ મિનિંગ ઘણીજ સારી રીતે તૈયાર કરેલા હોવાથી અમને ખાત્રી છે કે તેઓ સાતમા, વર્નાકયુલર ફાઇનલ, પ્રાવેશિક, અને ઇંગ્લીશ થર્ડ સ્ટેન્ડર્ડના વિદ્યાર્થીઓને તેમજ શિક્ષક-વર્ગને અતિશય મદદ કર્ત્તા અને શ્રેય કર્ત્તા થઈ પડશે. આત્મ-શ્લાઘા કરવાનું અમને ઇષ્ટ નથી, કારણ કે તેમ કરવું એ એક દોષ છે; છતાં પણ અમારે કહ્યા વિના ચાલતુંજ નથી કે આ મિ-નિંગની સાથે હરિફાઇમાં ઉતરે એવા બીજા મિનિંગ વિદ્યાર્થીઓને ભાગ્યેજ મળશે. રે! નહિજ મળે.

અતિશય કામના બોજાને લીધે આ મિનિંગ તૈયાર કરવામાં કેટલીક ક્ષતિઓ ક્વચિત રહી ગઇ હશે તે ક્ષામ્ય છે. રહી ગયેલી ક્ષતિઓને માટે અથવા અન્ય દોષોને માટે જો શિક્ષક વર્ગ તરફથી સુચન કરવામાં આવશે, તો તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે; એ સૂચનાઓની યોગ્યતા ઉપર વિચાર કરી યોગ્ય લાગશે તો બીજી આવૃત્તિમાં તે સુધારો ખુશીથી દાખલ કરીશું.

વિદ્યાર્થીવર્ગ આનો લાભ લઇ યશ મેળવશે તેમજ શિક્ષકવર્ગ અને વાલીઓ અમારી મહેનતની કદર બુઝી જેમ ઉત્તેજન આપતા આવ્યા છે, તેમ ઉત્તેજન આપશે તો અમારો શ્રમ સફળ થયો ગણીશું.

લી૦ સેવકો

સુરત તા૦ ૨૬-૧૧-૦૭ } **સી. ડી. શાહ એન્ડ કો.**

# સાતમી ચોપડીના અર્થ.

## પાઠ ૧ લો.

નાગરિક=એક ગામ કે નગરમાં વસનારા લોક.
દેશજન=એકજ દેશમાં અને એકજ રાજ્યના અમલ નીચે વસનારા લોક
આચરણ=કામ; વર્તન. (આ=મર્યાદા વાચક ઉપસર્ગ+ચર્=ચાલવું+ અન=ક્રિ. વા. પ્રત્યય)=મર્યાદામાં ચાલવું તે.
રાજ્યના અંગની=રાજ્ય તરફની; રાજ્ય પ્રત્યેની.
નગરવાસી=પોતાના ગામ શહેર વગેરેમાં રહેનાર. (નગર=શહેર+વાસી =રહેનાર)= શહેરમાં રહેનાર.
આણ=(ફા) દુવાઇ
પ્રતાપ=કીર્તિ; મોટાઇ.
નાગરિક ધર્મ=દેશજન તરીકેની ફરજ.
ઉત્તેજન=મદદ; આશરો.
ધોકો=નુકસાન, હાનિ.
સ્વાર્થ=પોતાનું ભલું, (સ્વ+અર્થ)
ભંગ કરે છે=પાળતા નથી.
શાખ=આબરૂ, વટ
બદ્દો=નામોશી, હીણપત.
બહાને=નામે; નિમિત્તે.
જન મંડળ=પ્રજા, રૈયત; નાગરિક જનો.(જન=માણસો+મંડળ=ટોળું) માણસોનું ટોળું.
લોપ=નાશ અદૃશ્ય. (સં. લુપ્ત ઉપરથી લોપ થયો છે. લુપ્ ધાતુ= લોપ કરવો.
વફાદાર (આ) નીમક હલાલ. (વફા=ફાયદા; ગુણ+દાર=વાળો) ગુણકરનાર, વિશ્વાસુ.
દ્વેષ=અદેખાઇ
બંદોબસ્ત=(ફા) સલાહ શાંતિ;ગોઠવણ
અદાલત (ફા) કોર્ટ; ઇનસાફની કચેરી
પંચ=કજીઆનો નિકાલ કરવાને પાંચ કે વધારે માણસોની જે ટોળી ઠરાવી હોય છે તે; (તેમાંનો એક માણસ પણ પંચ કહેવાય.) જ્યુરી એમાંનો દરેક માણસ એસેસર કહેવાય છે.)
જુબાની=સોગન લઇને જે કંઇ કહેલું લખાવેલું તે.
સ્થાનિક કર=રહેવાની જગ્યા સંબંધી જે કર આપવા પડે તે. (મ્યુનિસિપાલિટિના કર તે સ્થાનિક કર કહેવાય.) (સ્થાધાતુ=રહેવું.

સ્થાન=રહેવાની જગ્યા +ઈક=સંબંધી)

રાજ્યના કર=રાજ્ય તરફથી જે કર નાખવામાં આવે છે તે.

મ્યુનિસિપાલિટિ=શહેરની કે કસ્બાની તંદુરસ્તી, કેળવણી, સફાઇ વગેરેનો કારભાર ચલાવવા માટે નિમાયલું સરકારી અને પ્રજાકીય સભાસદોનું મંડળ; સ્થાનિક સરદાર

લોકલબોર્ડ=લોકલ ફંડની વ્યવસ્થા કરનાર મંડળ.

લોકલફંડ= જીલ્લામાં રસ્તા સમરાવવા, તળાવ, કુવા વગેરે બંધાવવા, તથા કેળવણી આપવા માટે દરેક ખાતેદાર પાસેથી રૂપીએ એક આના પ્રમાણે જે કર લેવામાં આવે છે તે.

ગામપંચ=ગામમાં ગુના ચોરી વગેરે થાય તેનો નિકાલ કરવા માટે સારા આબરૂદાર ગૃહસ્થો જે મંડળ નીમવામાં આવે છે તે. (ગામ પંચ જરૂરીઆતો પુરી પાડે છે અને તે બદલ દર ઘર દીઠ અમુક કર લેવાની તેમને સત્તા હોય છે બ્રિટિશ રાજ્યમાં ગામ પંચ નથી. પણ હાલમાં ગાયકવાડ સરકારે કેટલાંક ગામોમાં એવાં મંડળો નીમ્યાં છે એનો હેતુ રાજ્ય પ્રકરણ બાબતમાં લોકોને ભાગ લેતા કરવા એટલોજ જણાવવામાં આવે છે.)

શરીર સુખાકારી=તંદુરસ્તી

પ્રતિષ્ઠિત=આબરૂદાર

સહે=શરમ; ડર; ધાસ્તી.

પાર્લમેંટ (ઇં) બ્રિટિશ રાજ્ય સભા. (સાધારણ માણસોની, અમીરોની અને રાજાની સભા એ ત્રણે મળીને પાર્લમેંટ કહેવાય છે.)

ખ્યાલ ( ફા ) વિચાર; ચિતાર

સર્વોપરિ=શ્રેષ્ટ (સર્વ+ઉપરિ) સર્વથી ઉપરિ.

સવાલ—નાગરિક ધર્મ એટલે શું તે દાખલા આપી સમજાવો. નાગરિક ધર્મ ન પાળવાથી શું શું નુકસાન થાય છે? સ્થાનિક કર અને રાજ્યના કર આપણે શા માટે આપવા જોઇએ? મ્યુનિસિપાલિટિ, લોકલબોર્ડ, લોકલફંડ, અને ગામ પંચ એટલે શું તે સમજાવો. નાગરિક ધર્મ કયાંના લોકો બરોબર સમજે છે?

## પાઠ ૨ જો.

પ્રાચીન=પહેલાંનો (પ્રાચી=પૂર્વ દિશા +ઇન=ક્રિ. વા. પ્ર.) પૂર્વની ક્રિયા બતાવનાર. એથી ઉલટો અર્વાચીન

ખગોળ વિદ્યા=આકાશના ગોળા સંબંધી વિદ્યા (ખ=આકાશ+ગોળ=ગોળ+વિદ્=જાણવું+ય=યોગ્ય+આ=નારી જાતિનો પ્રત્યય.)

સંશોધન=શોધ ખોળ (સં+શોધન)

અભ્યાસ=મહાવરો (અભિ+અસ્=હોવું) વિશેષે કરીને કોઇ બાબતના જ્ઞાનનું આપણામાં હોવાપણું

ઋગ્વેદ=સ્તુતિનો વેદ (જે વેદમાં ઘણા મંત્રો આવેલા હોય છે તે. એમાં ૧૦૨૮ મંત્રો છે. (ઋક્=મંત્રો+વેદ) =એ ઘણો પ્રાચીન ગ્રંથ છે. હિંદુઓ એને ઇશ્વર રચિત માને છે.)

બંધ બેસતું=લાગુ પડતું,

અધિક=વધારેનો

યજ્ઞ=દેવોની પૂજા કરી હોમ કરવામાં આવે છે તે. (**यज**ધાતુ=પૂજા કરવી.)

નિરીક્ષણ=બારીકીથી જોવું તે; અવલોકન. (નિર્+ઇક્ષ=જોવું+અન=ક્રિ. વા. પ્ર.)

મંડળ=પ્રકરણ, ઋગ્વેદનો એક ભાગ

નક્ષત્ર=આકાશમાં ક્રાંતિવૃત્તના પટાના તારાઓના જે ૨૭ ભાગ કરેલા છે તેમાંનો દરેક ભાગ. (નક્ષત્ર ૨૭ છે. અશ્વિની, ભરણી, કૃતિકા વગેરે વગેરે.)

સત્ર=કોઇ પણ પ્રાણીને કાપીને હોમવામાં આવે એવો મહા હોમ. [સદ્ ધાતુ=કાપવું )

સમાપ્ત=પૂર્ણ (સમ્+આપ્ત=બંધ કરેલું] બરાબર બંધ કરેલું તે.

અવલોકન= બારીકીથી જોવું તે.

દક્ષિણાયન=સૂર્યનું વિષુવવૃત્તથી દક્ષિણ દિશા તરફ જવું તે. (દક્ષિણ+ઇ=જવું+અન=ક્રિ. વા.પ્ર,)

દેવકાર્ય=દેવના સંબંધનું કામ; દેવોને પ્રસન્ન કરવાનું કામ.

અશુભ=માઠો, લાયક નહિ તે

વિષુવ=વચલો દિવસ.

રાશિ=ક્રાન્તિવૃત્તના પટાના જે સરખા બાર ભાગ કરેલા છે તેમાંનો દરેક ભાગ. જેમકે કુંભ, મીન, મેષ વગેરે વગેરે,

જ્યોતિઃ શાસ્ત્રી=આકાશી પદાર્થનું જ્ઞાન ધરાવનાર માણસ ( જ્યોતિષ્=આકાશમાં તારા, ગ્રહો વગેરે જે જ્યોતિઓ છે તે+શાસ્ત્રી સારૂં જ્ઞાન ધરાવનાર માણસ, )

પાટલીપુત્ર=પટણા, ( ગંગાને શોણ

નદીના સંગમપર શહેર છે એ અસલ મગધ રાજ્યની રાજધાની હતું હાલમાં અફીણના વેપારને માટે પ્રખ્યાત છે. )
આર્યભટ્ટીય=આર્ય ભટ્ટે બનાવેલો તે.
દૈનિક=દિવસની (દિન+ઇક)
વિવરણ=વિવેચન, ખુલાસો ( વિ=વિશેષે કરીને+વર્ણ=વર્ણન કરવું ) વિશેષે કરીને વિસ્તાર પૂર્વક સમજાવવું તે.
બૃહત્ સંહિતા=મોટામાં મોટી સંહિતા. ( બૃહત્=મોટી+સંહિતા=વેદના મંત્રોનું તારણ )
ભારતવર્ષ=ભરત રાજાનો દેશ. (ભારત+વર્ષ )
ભૂષણ=શણગારનાર, અલંકાર (ભૂષ=શણગારવું )
સહ્યાદ્રિ=સહ્ય પર્વત. પશ્ચિમઘાટ. (સહ્ય=વિશેષ નામ છે+અદ્રિ=પર્વત)
સમકાલીન=એક સમયમાં થએલા. (સમ+કાલ=વખત+ઇન )=સરખા વખત વાળા, સાથે થએલા.
વૈષ્ણવ=વિષ્ણુને માનનાર
વિષ્ણુ=અણુઓમાં પણ જે વ્યાપી રહેલો છે તે( વિષ્ધાતુ=વ્યાપવું )
મહેશ્વર=મોટાઇશ્વર ( મહા+ઇશ્વર )
શિરોમણી=શ્રેષ્ઠ ( શિરષ્=માથું+મણી=માથાનો મુકુટ
સિદ્ધાંત શિરોમણી=સર્વથી શ્રેષ્ઠ સિદ્ધાંતો જેમાં કહેલા છે તે.
દંતકથા=મોઢાનીચાલતી વાત (દંત=દાંત+કથા=વાર્તા) દાંતની વાર્તા મતલબકે મોઢાની ચાલતી વાત.
જન્મકુંડળી=જન્મ વખતની કુંડળી. ( જન્મ થયાનો વખત નોંધી રાખી તે ઉપરથી તે જન્મનારનું ભવિષ્ય કેવું નીવડશે તે તપાસવા માટે જ્યોતિઃશાસ્ત્રીઓ જે કુંડળી કાઢે છે તે. )
બાળ વિધવા યોગ=નાનપણમાં વિધવા થવાનો વખત આવે તે.
( બાળ+વિ=વિના+ધવ=ધણી+આ =નારી જાતિનો પ્રત્યય+યોગ =વખત)
અમર=મરે નહિ તે ( અ=નહિ+મર=મરવું )
સંસ્કૃત=જે સારી રીતે સંસ્કારાયલી છે તે
( સં સ=સારી રીતે +કૃત એમાં કૃ=કરવું, કરેલું ) જેનું સાહિત્ય પૂર્ણ છે તે
ભાષાંતર=બીજી ભાષામાં ઉતારો કરવો તે
ભૂમિતિ=પૃથ્વીને માપવાની વિદ્યા તે.
( ભૂ=પૃથ્વી+મિતિ એમાં માધાતુ=માપવું )
ગણિતાધ્યાય=ગણિત વિદ્યા સંબંધીઢ

જે પ્રકરણ તે (ગણિત+અધ્યાય= પ્રકરણ, ગ્રંથનો એક ભાગ )
ગોલાધ્યાય=આકાશ સંબંધીનું પ્રકરણ ( ગોળ=આકાશ+અધ્યાય પ્રકરણ )
નિરીક્ષા=બારીકીથી જોવું તે. (નિર્+ ઇક્ષ=જોવું+આ= નારી જાતિનો પ્રત્યય )
નિરૂપણ=સંપૂર્ણ વિવેચન;યથાર્થ ખુલાસો; વર્ણન; વર્ણવવું તે.
ખંડન કરવું=તોડી પાડવું
કરણ કુતૂહલ=એ નામનો ગ્રંથ છે. ( કુતૂહલ=કૌતક, વિસ્મય, અજબ )
ગણેશ દૈવજ્ઞ=નસીબનો જાણનારો ગણેશ (દૈવ=નસીબ+જ્ઞ=જાણનાર) નસીબને જાણનાર, જોશી. ગણેશ વિશેષ નામ છે )
નિપુણ=હોશિયાર, પ્રવીણ,

**સવાલ**—હિંદુસ્તાનમાં ઈ. સ.ના આરંભથી આજ સુધીમાં કયા કયા મહાન ખગોળવેત્તાઓ થઇ ગયા? તેઓ કયા સનમાં અને કયાં જન્મ્યા હતા? તેઓએ કયાં કયાં પુસ્તકો બનાવ્યા તે કહો? ભાસ્કરાચાર્ય વિષે જે જાણતા હો તે કહો?

### પાઠ ૪ થો.

દ્રવ્ય=જે જે વસ્તુ માણસને જરૂરની અથવા ઉપયોગની હોય અને જે મહેનતથી મેળવી શકાય તે.
ઉત્પાદન=પેદાશ, ઉત્પત્તિ, (ઉત્= બહાર +પત્=પડવું+અન )
સૃષ્ટ=બનાવેલું ( સૃજ્ ધાતુ=બનાવવું )
મુડી=સંગ્રહ કરેલું દ્રવ્ય. ભંડોળ, પુંજી. થાપણ.
કરજ=દેવું.
કરજે=દેવું કરીને
દેણદાર=દેવાવાળા (દેણ=દેવું+દાર= વાળો )
દ્રવ્યવાન=પૈસાવાળા ( દ્રવ્ય=પૈસો +વાન=વાળા )
ભોંયબાઠું=જમીન ( ભોંય=સારી જમીન+બાઠું=રેતાળજમીન)
રાચ રચીલું=સરસામન
ઢોરઢાંકર=ઢોર વગેરે
ખનીજ=ખાણમાંથી પેદા થયેલું તે ( ખન્ધાતુ=ખોદવું ખની=ખાણ+ જ=જન્મવું, પેદા થવું)ખાણમાંથી પેદા થનાર.

ઓજાર=સાહિત્ય, હથિઆર

લુગડાંલત્તાં=લુગડાં અને એવું બીજું.

બાસણકુસણ=વાસણ વગેરે

પ્રત્યક્ષ=નજર આગળ (પ્રતિ=સામે+અક્ષ= આંખ ) આંખ સામે

પરોક્ષ=નજર ન પડે તેમ. ગુપ્તપણે ( પરઃ=પાછળ+અક્ષ=આંખ) આંખથી પાછળ,

ઉત્પન્ન (સં) પેદાશ

ઉપભોગ (સં) ભોગવટો; વહીવટ કરવો તે (ઉપ+ભુજ=ભોગવવું)

અનાયાસે=વગર મહેનતે (અન+આયાસ=મહેનત ) મહેનત વગર

સભ્ય=સભ્યતાવાળા; સારા વિવેકી

લક્ષણ (સં) ચિન્હ (લક્ષ ધાતુ તાકીને જોવું )

ઉત્પાદન ( સં ) પેદાશ (ઉત=બહાર +પત=પડવું+અન=ક્રિયાવાચક પ્રત્યય ) બહાર નીકળવું તે; ઉત્પત્તિ,

સૃષ્ટ ( સં ) બનાવેલું ( સૃજધાતુ=બનાવવું,

**સવાલ**—છગનલાલે પેલા ઠણુઓને ભીખારી શામાટે કહ્યો ? અને તેમાં ખોટું શું ? દ્રવ્યવાન કોને જાણવો ? ભોંયબાડું, ઘરબાર, ઢોરઢાંકર એટલે શું ? પ્રત્યક્ષ અને પરોક્ષ એટલે શું ? દ્રવ્યનું ઉત્પાદન શી રીતે થઇ શકે ? સૃષ્ટિના અને કુદરતના પદાર્થોની વ્યાખ્યા આપો? મનુષ્ય માત્રને નિર્વાહને માટે કયાં સાધનો જરૂરનાં છે? દેણુદાર અને લેણુદાર કોને કહેવો ?

## પાઠ ૫ મો.

વિભાગ ( સં ) જુદા જુદા ભાગ. ( વિ=વિશેષે કરીને+ભાગ. ભાગમાં ભજ ધાતુ=ભાગવું )

શાકુલ=ઘાટ

સ્કોટ=સ્કોટનના રહેવાશી.

સમૂહ ( સં ) જથો; ટોળું ( સમ=સાથે+ઉહ=વહ:=ધાતુ ઉપરથી સંપ્રસારણ રૂપ=વહેવું ) ( સાથે વહેવું. )

આર્ય ભાષા=પોતાના દેશની ભાષા

અરબ=અરબસ્તાનના રહેવાશી

યાહુદી=એ અસલ તુર્કસ્તાનના જોડીઆ પ્રાંતના રહેવાશી હતા, પણ

મુસલમાનોએ મારી કાઢયા પછી જુદા જુદા દેશમાં વેરાઇ ગયાછે તેઓ મારવાડી વાણીઆને મળતા આવે છે મતલબ કે જબરા વેપારી છે.

વર્ણ=રંગ

ઘઉં વર્ણો=જેની ચામડીનો રંગ ઘઉંના રંગ જેવો છે તે.

ગોત્રી=કુળના વંશના, ગોત્રના

મોંગોલ=માંગોલિઆના વતની

તથાપિ=તોપણ ( તથા=તો+અપિ =પણ )

દ્વીપ ( સં ) બેટ ( દ્વિ=બે+અપ= પાણી. સંધી થતી વખતે અપનો ઇપ થાય છે એટલે દ્વીપ શબ્દ થયો છે. )

બહુધા=ઘણું કરીને

અરણ્ય=ઘણા ઝાડોના સમુહવાળું અથવા ઝાડ વિનાનું જે મોટું મેદાન તે; જંગલ; રાન.

## પાઠ ૬ ઠ્ઠો.

સૃષ્ટિ (સં) દુનીઆ ( સૃજ ધાતુ= બનાવવું )

રમણિક (સં) શોભાયમાન

અપસરા (સં) સ્વર્ગમાં ગાયન નૃત્ય કરનારી સ્ત્રીઓ (એ રૂપ, મોહિનીને ચાતુર્ય એથી સંપન્ન છે. એમની સંખ્યા આઠ કરોડની છે પણ તેમાં રંભા, ઉર્વશી, તિલોત્તમા, મેનકાએ મુખ્ય છે. ઋષિઓના તપ ભંગ કરાવવા ઇંદ્ર અપસરાઓ મોકલતો. અપસરા સમુદ્ર મથન કરતાં દાસીસહ વર્તમાન નીકળી હતી. ( અપ= પાણી+સરધાતુ=સરવું, સરી જવું ) (પાણીની પેઠે જે સરી જાય તેઓ મતલબ કે એમની ગતિ પાણીના રેલા જેવી છે. )

સ્વર્ગવાસી=સ્વર્ગમાં રહેનાર; દેવ. આ શહેરનું પહાડોને લીધે પરમેશ્વર તરફથી રક્ષણ થયેલું હતું =મતલબકે શહેરની ચારે બાજુએ ડુંગરો આવેલા હોવાથી એને કૃત્રિમની કોટની જરૂર નહોતી. એવા કુદરતી કોટથી કોઇ દુસ્મન આવી શકતો નહિ.

શોભિતો ( સં ) શોભાયમાન ( શોભ ધાતુ=શોભતું )

વગ=સવડ

યથાસ્થિત=જેવું હોય તે પ્રમાણે(યથા= જે પ્રમાણે+સ્થિત એમાં સ્થા ધાતુ છે. )

સૂર્યાસ્ત=સૂર્યનું આથમવું તે. ( સૂર્ય+અસ્ત )

મનોહર=મનનું હરણ કરે એવી.

શ્રમ=મહેનત.

નાટકશાળા=નાટક કરવાનું મકાન; નાટકને માટે શાળા.
નિરંકુશ ( સં ) દાબ વગર ( નિર્= નહિ+અંકુશ=દાબ )
રાજ્ય પદ=રાજ્યનું પદ; રાજાપણું,
ક્વચિતજ=જવલેજ.
પક્ષીઓ=પાંખવાળાં જાનવર (સંસ્કૃત પક્ષિન ઉપરથી પક્ષ=પાંખ+ઇન=વાળાં )
નાદ=અવાજ; રવ.
રંગ બેરંગી=જુદી જુદી જાતના રંગવાળાં;
વિસ્મિત થતું=આશ્ચર્ય પામતું ( વિ+સ્મિત સ્મિધાતુ=હસવું )
બાલ્યાવસ્થા=નાનપણ (બાલ્ય=નાનાપણું+અવસ્થા=સ્થિતિ )
વક્રીભવન=વાંકાથવુંતે (વક્રી=વાંકાં+ભવન એમાં ભુ ધાતુ=થવુ )
ખાઈઓ=ઉંડા કોતર
મેઘ ગર્જના=વરસાદની ગર્જના; વરસાદનું ગાજવું તે.
ભયાનક=ભય ઉપજાવે તેવો.
ખાવા ધાતા હોય=ભયંકર લાગે છે.
લીલું કુંજાર=કુંજના જેવું લીલું; ઘણું લીલું; લીલું છમ.
સજીવન=જીવન સહિત; જીવતાં ( સ=સાથે+જીવન )
પ્રફુલ્લિત=પ્રસન્ન; આનંદી; વિકસિત. (પ્ર+ફુલ ધાતુ=ફૂલવું ).

અગણિત=ગણાય નહિ તેટલાં ( અ+ગણિત. )
ડુંગરા દૂરથી રળિઆમણા=ડુંગર દૂરથીજ શોભાયમાન લાગે છે પણ પાસે જઇએ તો ઉપર મોટા મોટા પત્થર વગેરે આવેલાં હોવાથી શોભિતા લાગતા નથી, પણ ભયંકર લાગે છે. (આ વર્ણનમાં એથી વિરૂદ્ધ ગુણ દર્શાવ્યા છે)
વધારે ઝડપથી દોડયાં હતાં=થોડી મુદ્દતમાં ઘડપણ પ્રાપ્ત થયું હતું; મતલબ કે જુવાનીનો વખત જલદી પુરો થઈ ગયો.
કાળચક્ર=કાળનું ચક્ર; વખતનો ફેરફાર.
સર્વાંગે=આખે શરીરે (સર્વ+અંગ )
હઠીલો=હઠકરેએવો; પોતાની જક છોડે નહિ તેવો.

## પાઠ ૮ મો.

ભક્ત કવિ=જે કવિએ પોતાની કવિતામાં ભક્તિ રસને પ્રાધાન્ય આપ્યું હોય તે. ( ભક્ત+કવિ )
ખ્યાતિ=માન; આબરૂ, કીર્તિ ( ખ્યા ધાતુ=વખાણ થવું )
મશહૂર=જાણીતું
ભાયાત=બાપના સગપણમાં હોય તેવું
કૃષ્ણ ભક્તિ=કૃષ્ણની ભક્તિ

લીન=એકતાર; મશગુલ,
દુનીઆદારી=ગૃહ સંસાર
અભાવ=અણગમો, ધિક્કાર, ( અ+ભાવ )
લોક નિંદા=દુનીઆની નિંદા (લોક+નિંદા )
સૂર્યવંશ=સૂર્યના વંશજ. જે વંશની સૂર્યથી ઉત્પત્તિ થએલી છે તે વંશ. ( સૂર્ય+વંશ )
શિવ ભક્ત=મહાદેવને ભજનાર; મહાદેવને માનનાર. (શિવ+ભક્ત)
વિરક્ત=જેણે સંસાર ઉપરથી પ્રીતિ ઉઠાડી દીધી હોય તે; ત્યાગી.
પતિ પત્ની=ધણી ધણીઆણી ( પતિ+પત્ની )
કુળદેવી=કુળની અધિષ્ઠાત્રી દેવી. ( કુળ+દેવી )
વધામણું=ખુશ ખબર; (લગ્ન અથવા એવા શુભ પ્રસંગ કુળદેવીની સહાયતાથીજ નિર્વિઘ્ને પાર પડે છે, એવું હિંદુલોકો માને છે. એવું કાર્ય પૂર્ણ થઈ રહ્યા પછી માતાને તે વધાઇ આપવા માટે સ્ત્રીઓ વરકન્યા સાથે દર્શન કરવા જાય છે. )
પાર્વતી=પર્વતની દીકરી તે પાર્વતી. હિમાલય પર્વતની દીકરી માટે.
માથું નમાવવાની ના કહી=મીરાં કૃષ્ણ ભક્ત હતી એટલે વૈષ્ણવ હતી તેથી તેણે પાર્વતીને મતલબ કે અન્ય દેવને માથું નમાવવાની ના પાડી. આ ઉપરથી તેની એકજ કૃષ્ણ પરમાત્મા પ્રત્યે કેવી દૃઢ ભક્તિ હતી તે માલમ પડે છે.
જંજાળ=સંસારી ખટપટ.
મુક્ત=છુટી
નિર્ગમન કરીશ=ગુજારીશ ( નિર્+ગમ્ ધાતુ=જવું+અન=ક્રિયા વાચક પ્રત્યય )
મના=ના
સંતો=જેમનાં હૃદય ભક્તિ રસથી ભીનાં થયેલાં હોય એવાં મનુષ્યો.
મહિએર=માતાનું ઘર; પિઅર ( સંસ્કૃત માતૃગૃહ )
એબ=હિણપત; બટ્ટો.
ગણકાર્યું નહિ=ધ્યાન આપ્યું નહિ
અતિશય=ઘણુંજ ( અતિ+શી ધાતુ=સૂવું+અય )
ગોવિંદ=કૃષ્ણ પરમાત્મા
કૃષ્ણ કીર્તન=કૃષ્ણનું ભજન (કીર્તનમાં કીર્ત ધાતુ=ભજન કરવું )
વૃત્તાંત=બનેલો બનાવ ( વૃત્ ધાતુ=હોવું )
રાજપાટ=રાજગાદી
વિશ્વનો નાથ=જગતનો ધણી; પરમેશ્વર ( વિશ્વ+નાથ )

| | |
|---|---|
| દોષ=પાપ | કોશ=ગાઉ |
| સુષુમણા=મધ્ય નાડી | નાવલીઓ=ધણી |
| જગજીવન=જગતનું જે જીવન છે તે; કૃષ્ણ | ચૂએ=ટપકે |
| | દુજે=બીજે |
| નિર્દોષ=દોષ વગરનો ( નિર્+દોષ ) | લાડણી=લાડીલી સ્ત્રી |

**સમજુતી**—તમે (ખેપીઆ) " આ કાગળ મીરાં રાણીના હાથમાં આપજો" એમ કહી રાણાજી કાગળ મોકલે છે. તેમાં (કાગળમાં) લખે છે કે હો મીરાં, તમે સાધુ વૈરાગીની સોબત છોડી દો, અને અમારી સાથે રહો. આના જવાબમાં મીરાં કાગળ લખી મોકલે છે કે (આ લો) એને તમે રાણાના હાથમાં આપજો. એ કાગળમ પોતે લખે છે કે હે ! રાણાજી, તમે રાજગાદી છોડી દઇને સાધુઓની સાથે રહો; (કારણ કે એમાંજ તમારૂં કલ્યાણ રહેલું છે. રાજપાટ કાંઇ કામ આવવાનાં નથી.) આ હકીકત બન્યાપછી રાણાએ (ગુસ્સે થઇને) વિષનો પ્યાલો (નોકર સાથે) મોકલ્યો અને કહ્યું કે તમે મીરાંના હાથમાં એ આપજો. હાથમાં આપવાનું કારણ એ કે રાણાએ આ તમારા માટે મોકલ્યો છે (લો પીઓ.) એ પ્યાલો મીરાં, જેને જગતનો સ્વામી કૃષ્ણ પરમાત્મા સહાય છે તે, અમૃત જાણીને પી ગયાં. મતલબ કે એ ઝેરના પ્યાલાથી એમને ઝેર ચઢયુંજ નહિ. અમૃત જાણી કહેવાનું તાત્પર્ય એવું કે ઝેર એ અમૃત છે, એવી તેમણે ( મીરાંએ ) ભાવના કીંવી અને પછી ઝેર પીધું; એથી ઝેરના ગુણ નાશ પામી અમૃતના ગુણ ઝેરમાં આવ્યા. આ ઉપરથી દૃઢ ભાવનાનું કેટલું પ્રાબલ્ય છે તે સમજાય છે. આ પ્રમાણે ઝેરનો પ્યાલો રાણે મોકલ્યો એટલે મીરાંને ઘણુંજ માઠું લાગ્યું, અને તેથી તેણે સાંઢવાળાને હુકમ આપ્યો, કે હે સાંઢવાળા તું તારી સાંઢ શણગારજે કારણ કે આપણે

સો કોશ જવું છે. કારણ કે હવે રાણો જેણે મને મારી નાંખવાની ઇચ્છાથી ઝેરનો પ્યાલો મોકલ્યો, તેના રાજ્યમાં મારે પાણી પીવું એ પણ પાપ છે. અર્થાત્ મીરાંએ પ્રતિજ્ઞા લીધી કે મારે હવે રાણાના રાજ્યનું પાણી પણ પીવું નહિ. આ હુકમથી સાંઢવાળાએ સાંઢ શણગારી, તેનાપર મીરાંએ બેસીને મેવાડદેશ (રાણાનો દેશ) ડાબો મેલ્યો, (ડાબા હાથ તરફ મૂક્યો, અથવા ત્યાગ કર્યો,) અને તે પશ્ચિમદિશામાં (દ્વારકામાં) ગઇ. એ પ્રમાણે જેનું સંસારી બાબતમાં (વિષયમાં) કાંઈ પણ મન નથી તે મીરાં બધું (રાજપાટ, પતિ વગેરે) છોડીને દેશમાંથી નિકળ્યાં. હવે મીરાંએ નવું સગપણ બાંધ્યું તેનું વર્ણન કરે છે કે જગતમાં અમારી સાસુ સુષમણા છે, (સુષમણા એટલે જે નાડીમાં બેઉ નસકોરાંમાંથી શ્વાસ સરખો આવે તે વખતે નાડી જેવી ચાલે છે તે. આ સ્થિતિ લખવાનું કારણ એ પ્રમાણે સુષમણા નાડી જ્યારે મનુષ્ય એકતાન થાય ત્યારેજ ચાલે છે; માટે એથી મીરાં એકતાન થઇ હતી એવું સિદ્ધ થાય છે.) પ્રેમ એ અમારો સસરો છે, સંતોષ જેઠ છે. મારો દોષ રહિત નાવલીઓ—પ્રાણનાથ જગવન—કૃષ્ણ પરમાત્મા છે. હવે મીરાં કહે છે કે જો હું ચુંદડી ઓઢું તો તેનો રંગ કાચો હોવાથી ટપકે અને એથી રંગ બદલાઇને બેરંગ થાય. અર્થાત જો હું હવે રાણા ઉપર પ્રીતિ રાખું તો તે પ્રીતિ તેના તરફ પણ ઢળે; એથી ઉપરની ચુંદડીની પેઠે હુ બેરંગી (બેરંગવાળી) થાઉં. એક કૃષ્ણ તરફની પ્રીતિ અને બીજી રાણા તરફની પ્રીતિ મારે થાય. આ ઉપરથી સમજાય છે કે મીરાંએ વેરાગણના વેશનો સ્વાંગ લીધેલો અને ચુંદડી જતી મૂકેલી કારણ કે જો ચુંદડી ઓઢે તો તે રાણાની સ્ત્રી તરીકે ઓળખાય, અને તેથી તે

(મીરાં) બેરંગી ઉપર કહ્યું તેમ થાય. આથી તેમ ન થાય માટે તે કહે છે કે હું કાળો કામળોજ ઓઢું કે જેથી બીજો કોઈ જાતનો મને ડાઘજ ન લાગે. મર્માર્થ એવો છે કે વેરાગણ થાઉં, તો મને રાણાની સ્ત્રી તરીકે ઓળખતા બંધ પડે. છેવટે કહે છે કે હરિની લાડણી—માનીતી સ્ત્રી મીરાં સંત સાધુની પાસેજ રહે છે, કારણ કે તેને સાધુઓ સાથે ઘણો સ્નેહ (પ્રીત) છે; અને પેલા કપટીથી (રાણાથી) તેનું દીલ (મન) દૂર છે. અર્થાત્ તેના ઉપર તેને બીલકુલ પ્યાર નથી. માર્મિક=ઉંડા અર્થવાળો

મીરાંબાઇ જીવા ગોસાંઇ જે વૃંદાવનમાં રહી સ્ત્રીનું મુખ જોતા નહોતા તેમને કહે છે, કે આજ સુધી હું એમ જાણતી હતી કે વ્રજમાં એક કૃષ્ણજ પુરૂષ છે. અર્થાત્ બીજી બધી સ્ત્રીઓ છે, આમ કહેવાનું કારણ એવું છે કે મૂળપુરૂષ અને પ્રકૃતિથી આ સ્વરૂપ (દેહ) રચાયલો છે. કૃષ્ણની ગોપીઓએ—પ્રકૃતિએ પુરૂષરૂપે ભક્તિ કરેલી છે, આથી મીરાં કહે છે કે વ્રજમાં સર્વ પુરૂષની વહાલી પ્રકૃતિઓજ (સ્ત્રી પુરૂષ સર્વે) છે અને તે નારીજાતિ એટલે પુરૂષ એકલા કૃષ્ણ છે, અને બાકીનાં પુરૂષ અને સ્ત્રીઓ સર્વ તેની પ્રકૃતિરૂપે છે પછી કહેછે કે તમે વૃંદાવનમાં રહીને હજુ સુધી પુરૂષરૂપે રહ્યા છો. એ તમારા વિવેકને ધન્ય છે! એવું કહેવા માગે છે કે વૃંદાવનમાં સર્વ કૃષ્ણના ભક્તો છે અને તે સર્વ તેની પ્રકૃતિઓ છે, એટલે તે સર્વ કૃષ્ણરૂપ થઇ ગયાં છે. મતલબ કે સ્ત્રીરૂપ વગર કૃષ્ણ સાથે એકલીન થઇ શકાયજ નહિ. તમે વૃંદાવન જેવા પવિત્ર સ્થળમાં રહી પુરૂષ રહ્યા અર્થાત્ કૃષ્ણ સાથે એકતાર ન થઇ શક્યા એ તમારા વિવેકને ધન્ય છે! પુરૂષરૂપે કદીપણ કૃષ્ણ સાથે એક તાન થઇ શકાયજ નહિ, માટે ઉપરનું માર્મિક વચન થયું છે. કહેવાનું એવું કે તમે પુરૂષ હો તો કૃષ્ણરૂપ થયા નથી, એટલે આ તમે દમામ રાખો છો તે જુઠો છે; અને જો કૃષ્ણ સાથે એકતાર થયા હો તો

તમે પણ સ્ત્રીરૂપ છો. કારણ સ્ત્રી (પ્રકૃતિ) વગર તેની સાથે કોઇ એકતાન થઇ શકતુંજ નથી, તો તમને સ્ત્રીનું મુખ જોવાનો કોઇ જાતનો વાંધો નથી; કારણ તમે પણ સ્ત્રીજ છો.

તાત્પર્ય=ભાવાર્થ
સ્વામી=ધણી
યાત્રા (સં) જાત્રા ( યા ધાતુ=જવું)
તે દરમિઆન=તે અરસામાં, તે વખતમાં,
ભક્તિ ભાવ=ભક્તિ કરી એકતાર થવું તે ( ભક્તિ+ભાવ=હેતુ )
પ્રેમરસ=કૃષ્ણ સાથે પ્રેમરૂપી રસમાં મસ્ત થઇ ભક્તિ કરવી તે; (મતલબકે કૃષ્ણની સ્ત્રી તરીકે ભક્તિ કરવી તે.
રાધાકૃષ્ણ=રાધા અને કૃષ્ણ ( રાધા=બ્રીખુભાન નામના ગોવાળની પુત્રી એ ભક્તિનો અવતાર હતી+કૃષ્ણ )
સમતોલ=બરાબર, સાટે
તૂક=કડી; છેલ્લું ચરણ.

હે: પ્રાણી તું રાધા કૃષ્ણ સિવાય બીજું કાંઈ પણ બોલ નહિ, બોલ નહિ. બોલ નહિ. સાકરને શેરડીનો મીઠો સ્વાદ છોડી દઇને તું કડવા લીમડાનો રસ ( પીવા માટે ) ઘોળ નહિ. ( અર્થાત્ હરિ ભક્તિ રૂપી સાકરને શેરડીના જેવો મિષ્ટ રસ છોડી સંસારરૂપી ( માયારૂપી ) કડવા લીમડાનો રસ પીવા માટે નઘોળ. (મતલબ કે ભક્તિ છોડી માયામાં ન લપટા. ) રાધા કૃષ્ણ સિવાય બીજું કાંઇ પણ બોલ નહિ. ચંદ્ર અને સૂર્ય જેવાનું તેજ છોડી દઇને તું આગીયા સાથે પ્રીત જોડીશ નહિ. ( ચંદ્ર સૂર્યના તેજને હરિરસ સાથે અને સંસારને આગીયા સાથે સરખાવે છે, ચંદ્ર સૂર્યના તેજ આગળ આગીઆનું તેજ જેમ ક્ષુદ્ર છે. તેમ હરિરસ આગળ સંસાર ક્ષુદ્ર છે મતલબ કે અસ્થિર છે.) રાધા કૃષ્ણ. હે! પ્રાણી, જીવ, તું તારા આ મનુષ્ય દેહ રૂપી મણિને હીરા માણેક રૂપી હરિ ભક્તિને મૂકી દઇને કથિર રૂપી સંસાર સાથે તોલ નહિ. ( અર્થાત્ દેહ છે તે માણુ જેવો

છે તેની સાથે તે હીરા માણેક વગેરે ઝવેરજ તોળાય ( બદલો થાય) કાંઈ કથિર સાથે તોળાયજ નહિ. મતલબ કે બદલો થાયજ નહિ, કારણ કે લાયકને લાયક વસ્તુ સાથેજ સરખાવવી. ) મીરાં કહે છે કે ગિરિધર ( ગિરિ=પર્વત+ધર=ધારણ કરનાર ) પ્રભુએ તને શરીર સમતોલમાં આપ્યું છે ( અર્થાત્ દેહને ભક્તિની સાટાસાટ આપ્યો છે. અર્થાત્ દેહની સાટે તેઓને તેં ભક્તિ આપવાની કહી ત્યારે તને મનુષ્ય દેહ આપ્યો છે. ) માટે રાધાકૃષ્ણ સિવાય બીજું કાંઇ પણ બોલ નહિ.

**પાઠ ૯ મો.**

અધિકાર=સત્તા; હુકમ
અમલ=હુકમ
દોર=તોર
સફળ=ફળવાળો; સાર્થક,
દાનત=ઇચ્છા
છોરૂં કછોરૂં થાય પણ માબાપ કમાબાપ થતાં નથી=છોકરાં માબાપની અવગણના કરે, સામુ બોલે, દુઃખ પણ દે પણ માબાપ કદાપિ કમાબાપ થતાં નથી એટલે છોકરાં ઉપરથી પોતાનો પ્રેમ ઓછો કરતાં નથી. છોકરાંઓના ગુન્હાને તેઓ દરગુજર કરે છે, તેમના વર્તન સામું જોતાંજ નથી પણ ઉલટું તેમના તરફથી આવતું દુઃખ ખમી લઇ તેમને સુખ થાય તેમ કરે છે. અર્થાત્ તેમનું ભલું [illegible]
વિદ્વાન=વિદ્યામાં નિપુણ (વિદ્ ધાતુ=જાણવું )
ઉદ્ધતાઇ=અસભ્યતા; તોછડાઇ (ઉદ્ધતમાં ઉદ્ ઉપસર્ગ+હન ધાતુ=મારી નાંખવું. હનનો ભૂતકૃદંત હત એ ઉપરથી ઉદ્+હત.ની સંધિ=ઉદ્ધત
નિષ્પક્ષપાતપણે=ન્યાયની રીતે, પક્ષપાત વગર
કુસંપ=કજીઓ.
સમાધાની=સલાહ શાંતિ
રાજ્યાધિકારીઓ=રાજ્ય ચલાવનાર અમલદારો (રાજ્ય+અધિકારીઓ
રાજ્યધર્મ=રાજ્ય પ્રત્યેની ફરજ
ગેર ઉપયોગ=ખરાબ ઉપયોગ (ગેર +ઉપયોગ )
વર્તમાન પત્રદ્વારા=ચાલુ ખબર આપનારા પત્ર મારફતે (વર્તમાન=વૃત [illegible]

ત્ર+દ્વારા=મારફતે)
કાયદાની તરવાર ઝઝુમે છે=કાયદા રૂપી તરવાર તેમને માથે હાલ હાલ કરે છે. જેમ ઝઝુમતી તરવાર પડવાથી તરત મરણ થાય તેમ એવા અમલદારો કાયદાથી વિરૂદ્ધ ચાલે તો તુરત કાયદારૂપી તરવારથી તેમનો નાશ થાય-સત્તા જાય.
ચક્ર=પૈડું
ઇતિહાસ (સં) બનેલા બનાવ તેના ખરા રૂપમાં વર્ણવવા તે. (ઇતિ=એ પ્રમાણે+હ=નિશ્ચય, ખરે ખર+અસ્=હોવું+અ=ક્રિ. બ. પ્ર. )
ઇતિહાસ (સં) જેમાં જુની વારતા હોય તે. ( ઇતિહ=જુની વારતા+ અસ્=હોવું+અ=ક્રિ. બ. પ્ર.)
ટપ્પો=સેણો.
ચીથરે હાલ=ગરીબ; જેની ચીથરાં પહેરવાની હાલત હોય તે.
દૃષ્ટાંત=દાખલો.

### પાઠ ૧૦ મો.

વિનિમય=એક જણસ આપી બીજી લેવી તે, અદલો બદલો.
અંકાય=નક્કી કરાય ( અંક ધાતુ= ચિન્હ કરવું )
કણીઓ=દાણા વેચનાર (કણ=દાણો)
ભો=ભય; બીક
મૂલ્યવાન=કીંમતી (મૂલ્ય+વાન)
નાણું=એક જણસવડે બીજી બધી ચીજોનો બદલો કરી શકાય તે જણસ.

**સવાલ**-નાણાંને બદલે પહેલ વહેલો શેનો ઉપયોગ કરવા માંડ્યો ? તેમાં શી શી અડચણો પડવાથી કોડી સીપનો ઉપયોગ કરવા લાગ્યા ? કોડી સીપનો ઉપયોગ કયા કામમાં ઘણો ખપ લાગતો નહિ ? હાલ કોડીનો લેવડ દેવડ કયાં ચાલે છે ? લોઢાના સિક્કા ન બનાવતા રૂપા અને સોનાનાં બનાવવાનાં ખાસ કારણો બતાવવો ?

### પાઠ ૧૨ મો.

ધર્મ (સં) ફરજ (ધૃ ધાતુ=ધારણ કરવું )
તારાગણ=તારાનો સમુદાય ( તારા+ ગણ=સમુદાય; જથો. )
નીતિ નિયમ=નીતિનો નિયમ.
પરમાત્મા (સં) મોટો આત્મા; પરમેશ્વર. (પરમ=મોટો+આત્મા (સં)

આત્મન્ શબ્દ ઉપરથી=જીવ)= મોટો જેનો જીવ છે તે; જે ઉદાર છે તે.
અદ્ભુત=નવાઇ ઉપજાવે એવી.
પ્રેમવૃત્તિ=પ્રેમભરી નજરથી (પ્રેમ+વૃત્તિ )
વિમુખ=મોઢું પાછળ ફેરવેલું એવું; પૂઠ કરી હોય તેવું. (વિ=ફેરવેલું +મુખ=મોઢું )
નિયંતા=નક્કી કરનાર; બનાવનાર.
આચાર વિચાર=પવિત્ર વિચાર; (આચાર=આ+ચર્=ચાલવું. ધર્મશાસ્ત્રમાં કહયા પ્રમાણે વર્તવાની રીત+વિચાર)
બલકે (ફા) ઘણું કરીને.
પ્રાણ પાંચ છે. પાન, અપાન, વ્યાન, સમાન, ઉદાન.
દારૂણ=ભયંકર.
ઝંપલાવ્યો=વગર વિચારે ઝોકાવ્યો
તીક્ષ્ણ=તીણી; તીખી.
પુષ્પ માળ=ફૂલની માળા
ધર્મ માટેની એની ભૂખ સર્વથી મોટી છે=બીજી ભૂખો થોડું ખાધાથી જરાતરા શાંત થાય, પણ આ ધર્મ રૂપી ભૂખ-ધર્મ પાળવે જ એવી પ્રબળ-ઇચ્છા એટલી બળવાન છે કે તેમાં ઘણા કાળનો ભોગ આપવામાં આવે તોપણ તે શાંત થતી નથી.
અલૌકિક=( સં ) લોક સંબંધી નથી તે. ( અ=નહિ+ લૌકિક=દુનીઆ )=લોક વહેવારમાં ન હોય તેવું.
સંતોખે છે=સંતોષે છે. ( સમ+તુષધાતુ=ધરાવું )
નાસ્તિક ( સં ) જે પરમેશ્વરને નથી માનતો તે (ન=નથી+આસ્તિક=જગતને બનાવનાર પરમેશ્વર છે. એમ માનનાર )
રાજ્ય સત્તા=રાજ્ય તરફથી મળેલી પદવી ( રાજ્ય+સત્તા )
વાસના=સૂક્ષ્મ ઇચ્છા
આત્માને ડુબાડે છે=જીવને ઉચ્ચ સ્થિતિએ ન લઇ જતાં અધો ગતિએ લઇ જાય છે.
અવગણના ( સં ) અનાદર (અવ=અનાદર+ગણનામાં ગણ ધાતુ=ગણવું. ગણના=ગણત્રી )
એ કોણ છે? એમાં શું છે? એવી રીતે જે બોલવું તે.
અસાધારણ=જે સામાન્ય નથી એવું, ઘણુંજ ( અ+સાધારણ=સામાન્ય )
અમૂલ્ય=કીંમતી ( અ+મૂલ્ય ) જેનું મૂલ્ય નથી તે

દૃઢ=મજબુત; ફરે નહિ તેવો
આસરો=આધાર
મૈત્રી=દોસ્તી. (મિત્ર ઉપરથી મૈત્રી )
ઉન્નતિ ( સં ) મોટાઇ ( ઉદ્=ઉચું+નત=વળેલું+ઈ=વાળું) નત એમાં નમ્ ધાતુ=નમવું ) ઉંચાઈ, ઉંચ સ્થિતિ.
સ્પષ્ટ=ખુલ્લું
ઉદય (સં) ઉંચે આવવું ( ઉદ્+ઇ=જવું )
જાગૃત=જાગતો; ઉત્તેજીત, ઉત્તેજન આપેલું.
ઉત્સાહી (સં) ઉમંગી; આતુર ( ઉત્+સહ=ખમવું )
સ્વાભાવિક (સં) ઈશ્વરકૃત; કુદરતી ( સ્વભાવ+ઇક=વાળો ) સ્વભાવ વાળો.
સ્થાપસ્થા=મું ઝાઇ ગયેલા
અનંતકાળ=લાંબો વખત ( અન=નહિ+અંત=છેડો+કાળ=વખત ) જેનો છેડો નથી એવો વખત.

પાઠ ૧૩ મો.

માસિક=મહીનાનો ( માસ+ઇક )
વૈદિક=વેદને માનનારા; સ્માર્ત. (વેદ+ઇક )
આરંભ=શરૂઆત (આ+રમ=રમવું
અભ્યાસ (સં) મહાવરો ( અભિ+આસ=હોવું)=વારે વારે તેનું તેજ કામ કરવું તે.
કમને=મન વગર; ઇચ્છા વિરુદ્ધ
પાઠશાળા=કોલેજ
કાવ્ય (સં) કવિતા ( કવ્ ધાતુ ઉપરથી કહેવું; વર્ણન કરવું; )
લેખાયા=ગણાયા
પ્રયત્ન ( સં ) મહેનત ( પ્ર+યત્નમાં યત ધાતુ=મંડવું )
બુદ્ધિવર્ધક=બુદ્ધિને વધારનાર (બુદ્ધિ+વર્ધન+અક )
સફળ થયા=ફળ્યા; ( સ+ફળ )
ગૃહસ્થ ( સં ) ઘર માંડીને રહેલા (ગૃહ=સ્ત્રી; ઘર+સ્થ=રહેલા )
અગ્રેસર ( સં ) આગેવાન; પહેલ કરનાર (અગ્ર=પ્રથમ+સર=જનાર)
શ્રીમંત (સં) પૈસાવાળા ( શ્રી લક્ષ્મી+મંત=વાળા )=લક્ષ્મીવાળા
રહેણી=રહેવાની સ્થિતિ
કહેણી=કહેવાની રીત
મુંબઇગિરા=મુંબાઈમાં વસનારા
ચડસાચડસી=પડાપડી
ઉદર ( સં ) પેટ; અન્નાશય;જઠર.
રસ્તો બદલ્યો=બીજો ધંધો સ્વીકાર્યો
તારે ખોળે છું=તારાપર મારો આધાર છે. (મા જેમ ખોળામાં લઈ

રક્ષણ કરે છે તેમ હું તારા ખોળામાં હોવાથી તું મારી માની પેઠે મારૂં રક્ષણ કરજે.
કમાવાને=પ્રાપ્ત કરવાને,
ગ્રંથકાર (સં) પુસ્તક બનાવનાર ( ગ્રંથ=પુસ્તક+કાર=કરનાર )
સભા પ્રચારક=સભાઓ ભરવાના રિવાજનો ફેલાવો કરનાર ( સભા+પ્રચારક=ફેલાવો કરનાર )
ઉદયકાળ ( સં ) ચઢતીનો વખત ( ઉદય+કાળ )
ગદ્ય લખાણ=નિબંધ રૂપ લખાણ
નર્મગદ્ય=નર્મદાશંકર કવિનું બનાવેલું-લખેલું વાંચન પુસ્તક ( નર્મ+ગદ્ય=વાંચન પુસ્તક )
નર્મકોશ=નર્મદાશંકર કવિએ બનાવેલું શબ્દ સંગ્રહનું પુસ્તક ( નર્મ+કોશ=શબ્દ સંગ્રહ )
ધર્મ વિચાર=ધર્મ સંબંધી જેમાં વિચાર વર્ણવેલા છે તે.
હિમાયતી=મદદગાર; હિમાયત કરનાર; પક્ષ કરનાર;
ડાંડીયો=કોઇની પરવા વગરનો ( ડાંડ=લુચ્ચો. નામ પ્રમાણેજ એ પત્રમાં લેખ પણ લખાતા હતા )
મર્મ પ્રહાર=મશ્કરી રૂપ, સામાની લાગણી દુખાય એવા ગૂઢ અર્થ ભરેલા લખાણના ફટકા.
( મર્મ=માર્મિક+પ્રહાર=ફટકા )
મહાલતો=ફરતો; ભાગ લેતો.
અરસો=વખત
તૂટયા=વેપારમાં પડી ભાગ્યા; દેવાળું કાઢયું.
કરજ=દેવું
આજીવિકા ( સં ) ગુજરાન (આ+જીવ ધાતુ=જીવવું. જીવિકા=જીવવાનું સાધન )
મહારાજ્ય=મોટાં રાજ્ય ( મહા+રાજ્ય )
તારવણી=સાર
રાજ્ય રંગ=રાજ્યોનો રંગ. રાજ્યનો રંગ એટલે જુદાં જુદાં રાજ્યો કેવી રીતે કયાં કારણોથી ચઢતી પડતીમાં આવ્યાં તે સંબંધીની હકીકત,
પુખ્ત=ઠરેલ; આજુબાજુનો વિચાર કરી શકે તેવા.
દીનતા ( સં ) ગરીબાઇ ( દીન=ગરીબ+તા=પણું )
પ્રેમ શૌર્ય=પ્રેમ અને શૂરાતન

## પાઠ ૧૪ મો.

ધનાઢય=પૈસાદાર
સુશીલ=સારા સ્વભાવવાળી; ડાહી; ગુણવાન ( સુ=સારૂં+શીલ=ડહાપણ )

બાળી મૂકવું=અંતરમાં તેને ઘણીજ લાગણી થાય તેવું કરવું.
ઘુંટડા ગળી જતી=મનમાં વાત રાખતી. જેમ આપણે ઘુંટડા ગળી જઇએ છીએ તેમ તે પોતાને માથે આવેલી આફત સહન કરતી અને તે વાત કોઇને કહેતી નહિ.
જુદ્ધ ચલાવ્યું=કજીઓ કર્યો; વાગ્યુદ્ધ ચલાવ્યું
બેશરમાઇ=નિર્લજ્જતા
મોઇ ભેંસના મોટા ડોળા=મરેલી ભેંસના ડોળાના તેના મુઆ પછી વખાણ થાય છે કે એની આંખો કેવી હતી! પણ જ્યારે તે જીવતી હોય છે ત્યારે ખાવાનું ઓછું પડવાથી અથવા બીજા કોઈ કારણથી પુંછડા મારી માલિક સામી ભાળે, તો તે કહે કે "બળ્યા તારા ડોળા" આ ઉપરથી સમજવાનું એ કે જે ડોળા જીવતાં બળ્યા કહેવાતા તેજ મુએ વખણાય છે. અર્થાત્ જે મનુષ્ય જીવતાં નિંદાતું હોય તેને મુઆ પછી લોકો વખાણે છે; આવો દુનીઆમાં સાધારણ રિવાજ છે.
ઓરમાન=શોકનો છોકરો. (સંસ્કૃત અપરમાત્)

પ્રસંગ દ્વારા=મેળાપ વખતે; જોગ મળતાં (પ્રસંગ=મેળાપ, સંબંધ+દ્વારા=વડે)
વિદ્યારસ (સં) વિદ્યા એજ રસ; વિદ્યા રૂપી રસ
મધુર=મીઠું; દેખાવે પ્રિય; મનોહરી
આશ્રિત (સં) જેને આસરો આપેલો છે તે (આ ઉપસર્ગ+શ્રિ ધાતુ આશ્રય લેવો તેનું ભૂત કૃદંત શ્રિત) જેણે આશ્રય લીધેલો છે તે
વિદ્યાર્થી (સં) વિદ્યા મેળવવાને ઇચ્છનારા (વિદ્યા+અર્થિન્=મેળવવાને ઇચ્છનારા)
વિદ્યા રસિક=વિદ્યાનો રસીઓ; વિદ્યા ભણવામાં જેને રસ પડે છે એવો; વિદ્યાનો શોખી,
રમતમાંજ વિદ્યારસિક કર્યો=રમતા એવી રમાડી કે જેથી વિદ્યા ઉપરનો શોખ જાગૃત થયો; નાની વયમાંજ વિદ્યાનો શોખ લગાડ્યો એટલે નાની વયમાંથીજ વિદ્યા ભણવા લાગ્યો. અથવા નાની વયમાંજ વિદ્યા ભણવાનું શરૂ કર્યું.
ખુશામત (ફા) હાજીહા.
અધમ=હલકી; નીચ
સંગતિ (સં) સોબત (સં=સારી+ગતિ=જવાની ક્રિયા. ગતિ એમાં ગમ્ ધાતુ=જવું)

ગર્ભ શ્રીમંત=ગર્ભમાંથીજ જેના ઉપર શ્રીમંતાઈની છાપ પડેલી હોયછે તે.
ભાગ્યશાળી=નસીબવાન (ભાગ્ય =નસીબ+શાળી=વાન; વાળો)
સમો વડીઆ=સરખા (ઉંમરે સરખા)
લઘુવયમાં= નાની ઉંમરમાં(લઘુ+ વયમાં=ઉંમરમાં)
સહાધ્યાયી (સં) સાથે અભ્યાસ કરનાર તે (સહ=સાથે+અધ્યાયી)
ગાઢ=ગાઢી; મજબુત; વજ્રલેપ
સરીપડી=છૂટી ગઇ
વજ્રલેપ=મજબુત (વજ્ર=ઈંદ્રનું હથિઆર. એ એટલું બધું મજબુત છે કે પર્વત ઉપર ફેંકવાથી પર્વત નાં શિખરો તૂટી પડે છે+લેપ)
નગર સુધારક=શહેરને સુધારનાર (નગર+સુધારક)
કાપડ વણવાનું યંત્ર=મીલ
અગ્રેસર (સં) આગેવાન
ગુપ્ત (સં) છાનો (ગુપ્તમાં ગુપ ધાતુ=સંતાડવું. ગુપનું ભૂત કૃદંત ગુપ્ત=સંતાડેલું; છાનું)
લોકૈષણા=લોકોનાં વખાણની ઇચ્છા. (લોક+એષણા=વખાણની ઇચ્છા)
ઉત્પંન (સં) પેદાશ (ઉદ્ ઉપસર્ગ એના દનો સંધિમાંત થાય છે.
ઇવનિંગ પાર્ટિ=સાંજનો મેળાવડો

આમંત્રણ (સં) તેડું (આ+મંત્ર =બોલવવું+અન=ક્રિયાવાચક પ્રત્યય)=બોલાવવાની ક્રિયા કરવી તે.
રજવાડો=દરબાર
પ્રતિષ્ઠા (સં) આબરૂ
સ્વજ્ઞાતિ (સં) પોતાની નાતના (સ્વ=પોતાની+જ્ઞાતિ= નાત)
વિદ્યાર્થી અવસ્થા(સં)વિદ્યાર્થી તરીકેની સ્થિતિ.
વસી ગયા=વાસો કરીને રહ્યા. એ ગુણોએ એના મનપર અસર કરી અને તે અસર કાયમ રહી)
સ્મિત ભર્યું=મંદ મંદ હસતું મુખ. (સ્મિત=જેમાં મંદ મંદ હસવું ભરેલુ છે એવું મુખ)
રમણિય (સં) શોભાયમાન (રમ્ધાતુ રમવું+અનીય નિધ્યર્થનો પ્રત્યય= યોગ્ય) રમવા યોગ્ય;
વદન (સં) મોં (વદ્=બોલવું+અન ક્રિયા વાચક પ્રત્યય) બોલવાની ક્રિયા કરનારૂં સાહિત્ય.
હુવો તો વિવાહ=જન્મ જતાં લાગલે વિવાહ થવો તે.
ધનાઢ્ય=પૈસાદાર
પરખાવો=તપાસવો
પારણામાંથી પરખાવો.જોઇતો હતો =ધાવણો હતો ત્યારથીજ વિવાહ થવો જોઇતો હતો.
વિવાહ (સં) સગાઇ ( વિ=વિશેષે

કરીને+વહ=વહેવું; લઇ જવું)
વિશેષે કરીને લઈ જવું તે

સૌ કોઇ આવ્યું જતું રહેતું=વિવાહ કરવા માટે આવનાર સઘળાં માણસ વિવાહ કર્યા સિવાય જતાં રહેત. (આવ્યું=આવેલાં માણસો)

લફરૂં (ફા) બલા; ધતીંગ; પુછડું.

પ્રસંગો=અવસર્યો

માથું ફરી ગયું=મિજાજ જતો રહ્યો; ગુસ્સે થયાં.

ફટકાર=ધિક્કાર

મેણું દીધું=લાગણી થાય એવા માર્મિક શબ્દ કહ્યાં.

સ્વીકાર્યું=કબૂલ કર્યું

લેવી=એક પ્રકારનો મેલાવડો;એમાં મોટા મોટા લોકો ગવર્નર સાહેબને સલામ કરવાને ભેગા થાય છે.

## પાઠ ૧૬ મો.

પ્રાચીન=પહેલાંના (પ્રાચી=પૂર્વ દિશા એ ઉપરથી પ્રાચીન)

પુરાતન કાલના=પહેલાંના વખતના (પુરા=પહેલું)

આધુનિક (સં) હમણાંના (અધુના =હમણાં+ઇક )

અદ્યાપિ (સં )આજ સુધી પણ; ( અદ્ય=આજ+અપિ=પણ )

તથાપિ ( સં ) તોપણ ( તથા=તો+અપિ=પણ )

મીસરીઓ=મીસર દેશના વતનીઓ

સાંભરણુ=યાદગાર

પાષાણ=પત્થર

કબરો ( ફા. ) ઘોરો ( કબ્ર ઉપરથી કબર. )

શબ ( સં ) મુડદું; મરી ગયલું પ્રાણી ( શવ ઉપરથી શબ )

ચિત્ર લિપિ=ચિત્રવડે લખવાની અને સમજવાની કળા.

કુશળ=હોશિઆર ( કુશાન્ લ ન્તિ કુશાલ: જે વિદ્યાર્થી કુશ=દર્ભ લાવવામાં હોશિઆર હોય તે કુશળ કહેવાય. એ ઉપરથી લાક્ષણિક અર્થ હોશિઆર અસલના ઋષિ પાસે જ્યારે કોઈ નવો શિષ્ય અભ્યાસ કરવા જતો ત્યારે પ્રથમ તે કેટલા સંસ્કારવાળો છે તે જોવા માટે ઋષિ તેમને દર્ભ લાવવાનું વગેરે કામ સોંપતાં. દર્ભ એ એક જાતનું ધાર વાળું ઘાસ છે તેને જો આપણે ખેંચીએ તો તુરત આપણો હાથ કપાય અને લોહી નીકળે આ ઉપરથી ઋષિઓ પરીક્ષા કરતા કે જે વિદ્યાર્થી હાથ કપાયા વિના દર્ભ લાવે તે કુશળ એટલે હોશિઆર )

દેવી=ઇશ્વરના અવતાર; ઇશ્વિરના અંશવાળા, દેવતાઇ
સંભારણું=યાદગીરી
પુરાણી=જુની ( સંસ્કૃત પુરાણ= જુનું ઉપરથી પુરાણી=જુની )
ઇજનેરી=ઇંજિનેર લોકના કામમાં; ( અમુક મહેલ, નહેર, સડક વગેરે કેવા પલાનસર કરવાથી ફાયદો થશે, ઓછો ખર્ચ થશે, સારી દેખાશે ઇત્યાદિ કામથી માહિતગાર તે ઇંજનેર )
બંધ=પુસ્તા
પુરોહિત ( સં )ગોર ( પુરસ્ સંસ્કૃત અવ્યય=આગળ+ધા=મુકવું એ ધાતુનો ભુતકૃદંત હિત=મુકેલું =આગળ મુકેલું) જે દરેક કામમાં આગળ પડતો ભ.ગ લે છે તે.
આધિન=તાબે; વશ ( સં ) ( અધિન=તાબે.
પ્રવીણ=હોશિઆર; માહીતગાર
નિર્વાણ=ગુજરાન ( નિર્+વહધાતુ =વહેવું )
પુનર્જન્મ=ફરીથી દુનીઆપર પેદા થવું તે ( પુનર્=ફરીથી+જન ધાતુ=પેદા થવું )
અસંખ્ય=અગણિત ( અ+સંખ્ય)
સંગ્રહસ્થાન=એકઠું કરવા માટેની જગ્યા ( સંગ્રહ=એકઠું કરવું+ સ્થાન=જગ્યા )
અભિમાન=અહંકાર ( અભિ+મન્ધાતુ=માનવું તે ) પોતાનેજ માનવું તે; મમત્વ
સુધારણા=સુધારાનો પ્રવાહ;સુધારાની પ્રણાલિકા.
મકદુનિયા=ગ્રીસ દેશનો એક ભાગ

## પાઠ ૧૭ મો.

પાણી પાવું=લોઢાને ગરમ કરી પાણીમાં બોળવું. આથી લોઢું સખત થાય છે.
ક્રિયા=કામ.
બંડલ=જુથ
વિભાગ=ભાગ; વહેંચણી
કરાઇ=લાકડાં વહેનાર
લક્ષ ( સં ) ધ્યાન
મથન=મહેનત(મથ ધાતુ=વલોવવું)
પરઠીલઇ=નક્કી કરી.
વિલાયત ( આ ) સ્વદેશ; જન્મ ભૂમિ આ ઠેકાણે ઈંગ્લાંડ
કારખાનું ( ફા ) કામ કરવાની જગ્યા; કારીગરી કે કાંઇ મોટું કામ જેમાં ચાલતું હોય તેવું ઠેકાણું ( કાર=કામ+ખાનું=ઠેકાણું)

## પાઠ ૧૮ મો..

પરોણાગત=પરોણા ચાકરી
પરોણો=મેમાન ( સંસ્કૃત પ્રાધુણ:)
સત્કાર=આદરમાન (સત્+કૃધાતુ=

કરવું. સત્ અસ=ધાતુનો વર્તમાન કૃદંત, અસ=હોવું. )
યોગ્યતા=લાયકી ( યોગ્ય+તા )
ગૃહસ્થ ધર્મ=સાંસારિક ફરજ
મેમાનગીરી ( ફા ) પરોણાગત
સંપ્રદાય=રિવાજ
વૈશ્વદેવ=નિત્ય હોમ; બ્રાહ્મણ લોકો જમતા પહેલાં અગ્નિને બળિદાનની આહુતિ આપે છે તે ક્રિયા.
અતિથિ (સં) અભ્યાગત ( અ=નહિ +તિથિ=દિવસ. અથવા અત=હંમેશાં ફરનારો ) જે માણસ દરરોજ આવતો નથી તે અથવા ફક્ત તિથિએજ આવનાર.
ષોડશોપચાર=સોળ પ્રકારે પૂજા કરવી તે ( ષોડશ=સોળ+ઉપચાર=વિધિ; પ્રકાર )
સંકોચ=હરકત; તંગી; સંકડામણ
યજમાન=યજ્ઞ કરનાર;જજમાન
નોખી=જુદી
ત્રાસ=અકળામણ; કંટાળો
ઉદ્દેશ(સં) મુખ્ય ધારણા(ઉદ્+દિશ )
સ્તુતિ=વખાણ; ગુણગાન ( સ્તુતિમાં વખાણ હોય છે ને પ્રાર્થનામાં કંઇ માગણી હોય છે. )
ભિક્ષા (સં) ભીખ ( ભિક્ષ્ ધાતુ=ભીખ માગવી )
શ્રદ્ધાળુ=આસ્થાવાળા (શ્રદ્ધા+આળુ)
મધ્યમ=વચલી
ખર્ચાળ=ખર્ચ કરનાર; ઉડાઉ
ગરાસીઆ=ભરણ પોષણ માટે દરબારમાંથી કાંઇ પણ વાંટો મળતો હોય તેવા માણસ, (સંસ્કૃત ગ્રાસીઆ. ગ્રાસ=કોળીઓ )
સ્નેહી મંડળ=સંબંધીનું ટોળુ; સંબંધી વર્ગ,
ઉમળકું=ઉભરાઇ જતો પ્રેમ; હોંસ
વળાવા=રક્ષણ કરનાર; વળાવા આવનાર.
પ્રવાસ=મુસાફરી ( પ્ર+વસ્ ધાતુ =રહેવું )
ભાથું=મુસાફરીમાં ખાવાનું
મોટપ=મોટાઇ
આગ્રહ=ખંત
ગોષ્ટિ (સં) વાતચિત
મધુ=મીઠું
રૂચિ=ભાવ; પ્રીતિ

**સમજુતી.**—કવિ કહે છે કે એક સારૂં કુટુંબ ભુખ્યાં અને તરસ્યાં માણસોને આનંદ આપે છે; લુખું પાખું અર્થાત્ જે જવાર બાજરીનો રોટલો મળે છે તે તેમને ( પરોણાને) ખવડાવે છે, તેની સાથે ધીમું ધીમું એટલે નરમાશથી બોલે છે, અને વાતોમાં રમુજ

આપી તેને હસાવે છે. આ પ્રમાણે ચાકરી કરીને તથા કંઇ કંઈ નવી નવી વાર્તાઓ તથા આનંદ દાયક ટુચકાઓ કાઢી, થાકેલા ( પરોણા ) નો થાક મટાડી દે છે; (દુઃખ મટાડી દે છે;) અને તેને શાંત પાડે છે. વળી પરોણાને મધના જેવું અન્ન અર્થાત્ મિષ્ટાન જમાડે છે, અને પોતે પણ જમે છે. અને તે ઉપર ( તે ભોજન પર ) પરોણાને રૂચિ ઉત્પન્ન કરાવે છે. અર્થાત્ તેને તે રૂચિ પૂર્વક ખવડાવે છે.

## પાઠ ૨૦ મો.

સહેજત (ફા) સ્વાદ

ઉષ્ણ કટિબંધ=જ્યાં હંમેશાં તાપ પુષ્કળ પડે છે એવો પૃથ્વીનો ભાગ. (ઉષ્ણ=ગરમ+કટિબંધ=ટાઢ તાપ જાણવા માટે પૃથ્વીના ૫ વિભાગ પાડ્યા છે તે )

અરબસ્તાન=આરબ લોકોને રહેવાની જગા; આરબ લોકનો દેશ. એઇરાનની પશ્ચિમમાં છે. ( અરબ=આરબ+સ્તાન=રહેવાની જગ્યા )

મસાલાનાં દ્રવ્ય=મસાલાની ચીજો

દ્વીપ=જેની ચારે બાજુએ પાણી અને વચ્ચે જમીન હોય તે. ( દ્વિ=બે+અપ=પાણી. બે પાણીની વચ્ચે આવેલો જમીનનો ભાગ. )

અક્ષાંશ=વિષુવવૃત્તથી ઉત્તર કે દક્ષિણમાં કોઇ જગાનું જે અંતર હોય તે.

રેખાંશ=કોઇ મુકરર કરેલા રેખાંશ વૃત્તથી પૂર્વ કે પશ્ચિમ દિશામાં કોઇ જગાનું જે અંતર હોય તે. (મુખ્ય રેખાંશ ગ્રિનિચથી શરૂથાય છે. ગ્રિનિચની પૂર્વ દિશાએ આવેલાં સ્થળ પૂર્વ રેખાંશપર કહેવાય અને પશ્ચિમે આવેલાં સ્થળ પશ્ચિમ રેખાંશ પર કહેવાય. )

સુવાસિક=સારી વાસ વાળું (સુ=સારી+વાસ=ગંધ+ઇક=વાળું )

ગુણકારી=ફાયદો કરનારી (ગુણ=ફાયદો+કાર=કરનાર+ઇ )

વાનીઓ=જુદી જુદી ખાવાની વસ્તુઓ

મુખવાસ=ખાધા પછી મોં સાફ

કરવા માટે કાંઇ પદાર્થ ખાવો તે (મુખ=મોં+વાસ વસધાતુ=રહેલું પરથી જેની ગંધ મોંમાં રહે છે તે.)

વેસ્ટ ઈંડીઝ=અમેરિકામાં આવેલા બેટો, જેવા કે જમેકા, કયુબા વગેરે. (વેસ્ટ=પશ્ચિમ+ ઈંડીઝ= હિંદુસ્તાનને લગતા. પશ્ચિમ હિં-દુસ્તાનને લગતા) જ્યારે કોલં-બસે અમેરિકા શોધી કાઢયો ત્યારે તેને એવી ખાત્રી હતી કે આ નવો શોધી કાઢેલો દેશ હિંદુસ્તાન (ઈંડીઆ) છે. કારણ કે તે વખતે અમેરિકાની કોઇને ખબરજ ન હોતી. આથી અમેરિકાનેજ હિં-દુસ્તાન કહ્યો. પણ પાછળથી ખરો હિંદુસ્તાન જડયો ત્યારે માલમ પડયું કે આ હિંદુસ્તાન તો ખોટો છે. પણ જે ચાલતું આવેલું તે કાયમ રાખવા માટે એ ટાપુઓને વેસ્ટ=પશ્ચિમ હિં-દુસ્તાનને લગતા દ્વીપો, ને ઈસ્ટ= પૂર્વ હિંદુસ્તાનને લગતા દ્વીપો એવું નામ આપ્યું.

સુગંધીદાર=સારી ગંધવાળો (સુગં-ધી=સારી ગંધ+દાર=વાળો) (મૂળ શબ્દ સંસ્કૃત સુગન્ધિન્ છે. તેનું પ્રથમા એક વચન સુગંધી એટલે સારી ગંધવાળો એવો શુદ્ધ શબ્દ ગુજરાતીમાં વપરાય છે. અત્રે સંસ્કૃત શબ્દને ફારસી ઉપસર્ગ દાર=વાળો. લાગેલું છે. એથી પુન રૂક્તિ પણ થયેલી ગણાય.)

વહાણવટી=વહાણનો ધંધો કર નાર; દરીઆઈ વેપારી (વહા-ણ+વટી પ્રત્યય=ધંધો કરનાર)

દરીઆ માર્ગે=દરીઆને રસ્તે

પોતાને હસ્તક=પોતાના હાથમાં-તાબામાં

પૃથ્વી પ્રદક્ષિણા=પૃથ્વીની આજુ-બાજુ પરિક્રમણ કરવું તે; 'પૃથ્વી ની આજુ બાજુ ફરવું તે.

અક્કલ હેરાન થઈ જાય=અક્કલ ચાલે નહિ; અક્કલ કહ્યું કરે નહિ; આશ્ચર્યમાં ગરક થવાય.

સંજ્ઞા=સારી રીતે જાણી શકાય તે નામ.

જવાળામુખી= જેના મોંમાંથી (શિખરમાંથી) ધુમાડા નીકળે છે તેવો પર્વત (જવાળા=અગ્નિ+મુખ =મોં+ઈ=વાળો)

પરિ પકવ=બરાબર પાકેલું (પરિ= પૂર્ણ+પકવ= પાકેલું)=પુરે પુરૂ પાકેલું

ચિરાડા=ફાડ

પ્રકાશિત=પ્રકાશવાળો(પ્ર+કાશ+ઈત)

પ્રગટ=પેદા
કુંજ=ભીનાશમાં ઉગેલો છોડ; જે ઘણોજ લીલો હોય છે.
ઉત્તેજક=ઉત્તેજન આપનાર; ઉશ્કેરનાર
ઉષ્ણતા=ગરમી (ઉષ્ણ=ગરમ+તા=પણું)=ગરમપણું
દસ્ત કબજ કરેછે=બંધકોશ કરેછે; ઝાડો બંધ કરેછે
એકત્ર=એકઠું
રેચક=જુલાબ થાય તેવું
વાયુ નાશક=વાયુનો નાશ કરનાર
વાળા=તંતુ; તાંતણા.

## પાઠ ૨૧ મો.

જય=ફતેહ; જીત (સંસ્કૃત જિ ધાતુ પરથી)
મનન=ધ્યાન પૂર્વક વાંચન; મનમાં વાંચવું તે; મનમાં વિચારી જવું તે.
વૃત્તિ=વલણ
મહા વિદ્યાલય=વિદ્યા ભણવાનું મોટું ઠેકાણું; કોલેજ(મહા=મોટું; વિદ્યા+આલય=ઠેકાણું)
પાઠશાળા=મોટી નિશાળ
નિરભિમાન=અભિમાન વગર (નિર્=નહિ+અભિ ઉપસર્ગ+મન્ ધાતુ =માનવું. ઉપરથી માન)
હરણ કીધું=ખેંચ્યું; આકર્ષ્યું
ધર્મોપદેશક=ધર્મનો બોધ કરનાર. (ધર્મ+ઉપદેશ=બોધ+અક=કરનાર)
દૃષ્ટિ વિદ્યા=પ્રકાશ સંબંધી શાસ્ત્ર (દૃષ્ટિ+વિદ્યા)
વિસ્મય=આશ્ચર્ય; નવાઇ
પૃથક્કરણ=જુદું કરવું તે (પૃથક્=જુદું+કરણ=કૃ ધાતુ પરથી કરવું તે)
પાયો નાખ્યો=શરૂઆત કરી
છિદ્ર=કાણું (સંસ્કૃત છિદ્ ધાતુ પરથી)
વેરણ સેરણ=જુદાં જુદાં
શ્વેત=સફેદ
ઉપદ્રવ=રોગ
પુસ્તકાલય=લાયબ્રેરી. (પુસ્તક+આલય=ઠેકાણું)
સંભાષણ=ભાષણ
ગુરૂત્વાકર્ષણ (સં) પૃથ્વી બધા પદાર્થોને ભારના પ્રમાણમાં ખેંચેછે તે. (ગુરૂ=ભારે+ત્વ=પણું+આ+કૃષ્ ધાતુ=ખેંચવું+અન=ક્રિયાવાચક પ્રત્યય)
ગતિમાર્ગ=જવાનો રસ્તો; ફરવાનો રસ્તો (ગમ્ધાતુ=જવું+તિ=પણું +માર્ગ=રસ્તો)
ભરતી (સં) પાણીનું ભરાવું (ભૃ=ભરવું+તિ=પણું) જુવાળ
ઓટ=પાણીનું ઉતરી જવું.

ભરતીઓટ=દરીઆનું પાણી દિવસમાં બેવાર ચઢે છે, અને બેવાર ઉતરેછે, તેને ભરતી ઓટ કહેછે
માનવંતી=માનવાળી
હાથ ભીડમાં હતો=પૈસાની તંગી હતી.
મુક્ત (સં) મુકાએલું; છુટું થએલું (મુચ=મૂકવું+ત=ભૂ. કૃ પ્ર.)
સાહિત્ય=સાધન
નિવારણ કરવું=મટાડવું
પદાર્થ વિજ્ઞાન=પદાર્થ સંબંધી વિશેષગુણો જેની અંદર બતાવેલા હોય છે તે શાસ્ત્ર. એમાં પદાર્થના ગુણોનું વિવેચન કરવાનું હોય છે તથા શિખવાનું હોયછે.
અસાધારણ=ઘણોજ; ઉંચા પ્રકારની
રાજતંત્રીઓ=રાજ ચલાવનાર પુરૂષો (તંત્રી=તમ્ ધાતુ=ખેંચવું પરથી)
ટંકશાળ=ચલણી નાણું પાડવાની જગ્યા.
સમાગમ=મેલાપ
કાયર થવું=કંટાળવું
ખામોશ (ફા) ધીરજ
મહાસાગર (સં) મોટો સમુદ્ર (મહા +સાગર. સાગર રાજાના છોકરાઓએ યજ્ઞનો ઘોડો ખોળવા માટે ખોદેલો, માટે સાગર.

સત્યરૂપી સમુદ્ર=સત્ય એજ સમુદ્ર; સત્યનો ભંડાર
સંશોધન=ખોળ; તપાસ

### પાઠ ૨૨ મો.

બુદ્ધિસાગર=મોટી બુદ્ધિવાળો (બુદ્ધિ+સાગર=મોટી)=મોટી અક્કલવાળો; બુદ્ધિમાન. (બુદ્ધિસાગર આ ઠેકાણે વિશેષનામ છે)
સંતતિ=છૈયાં છોકરાં (સમ્=સારી રીતે+તન્ધાતુ=ખેંચવું પરથી તતિ =વંશને ખેંચનાર અથવા આગળ ચલાવનાર)
નામ પ્રમાણે ગુણ હોવાથી અર્થાત્ નામ બુદ્ધિસાગર હતું તે પ્રમાણેજ તે મોટી અક્કલવાળો હોવાથી એટલે બુદ્ધિનો સમુદ્રઅથવાબુદ્ધિનોખજાનોહોવાથી.
દત્તકપુત્ર=કરી લીધેલો છોકરો
વિલંબ=વાર
પ્રાતઃકાળે=સવારમાં
રાત્રિ સમય=રાતનો વખત
ઘોર બોલતી સંભળાઇ=નસકોરાં બોલતાં સંભળાયાં મતલબકે ઉંઘી ગયેલાં જણાયાં.
ખાતર (સં.) માટે; વાસ્તે (ખન્ધાતુ=ખોદવું પરથી ખાતર)
ભવની ભાવટ=જન્મનીપીડા (ભવ= ભૂ ધાતુ ઉપરથી)
ઉજમાળો=આનંદનો

વારસ=મુઆ પછી થનાર માલિક
બાધા=પ્રતિજ્ઞા
કોટી કરવી=કોરે બાઝવું
મસલત=ગોઠવણ
સામગ્રી=જોઇતી ચીજો
નૈવેદ્ય=દેવને ધરાવવાનો ખોરાક
બહુ તન્તવો બલવન્તઃ=ઘણા તાંતણા બળવાન હોય છે. એ પ્રમાણે વાણીયે આને કહ્યું ભાવાર્થ એવો છે કે એમ કહીને તેણે વૈરીને સમજાવી કે એની આજુ બાજુ ખૂબ તાંતણા વીંટજે કારણ કે બહુ તન્તવો બલવન્તઃ
તદબીર=યુક્તિ
સ્વાધિન=તાબે

## પાઠ ૨૩ મો.

મૂળસ્થિતિ=અસલસ્વરૂપ; (પાકેલી સ્થિતિમાં)
રૂપાંતર=રૂપમાં ફેરફાર (રૂપ+અંતર)
સેંકડો=હજારો; ઘણાસો
કમાવેછે=પકવેછે, તૈયાર કરે છે.
કુશળતા=હોશિઆરી(કુશળ+તા=પણું)
બહુધા=ઘણું કરીને
અભણ=નહિ ભણેલા (અ+ભણ)
યોજના=ઘડી કાઢેલા ખરડો
હથોટીવાળા=જેનો હાથ બેસી ગયેલો હોય તેવા; ચાલાક; ચપળ;

મન પર લે=ધારે; પોતાના મનને એ વાતમાં ખુંચવે;

## પાઠ ૨૫ મો.

વાસના=મનમાં રહેલી સૂક્ષ્મ ઇચ્છા
અંકુર=ફણગો
અનુકૂળ=લાયક (અનુ+કૂળ=કિનારો) મળતું આવવું તે.
પ્રબળ=જોરાવર ( પ્ર+બળ )
ઇચ્છા શક્તિ=મન
મહાન શક્તિ=મોટી શક્તિ ( મહાન+શક્તિ )
પ્રૌઢ=મજબુત ( પ્ર=ઉપસર્ગ+ વહ્ ધાતુ=વહેવું એનું સંપ્રસારણ ઉઢ થયું એ ઉપરથી સંધિ થઈ પ્રૌઢ શબ્દ બન્યો )
જાદે=વધારે
મહા પ્રયાસ=મોટી મહેનત ( મહા=મોટું+પ્ર=ઉપસર્ગ+યાસ યા ધાતુ પરથી )
ઉપરાંત=વિશેષ
ઝાંઝવાનું જળ=મૃગજળ; કાલ્પનિક જળ; ખારી જમીનમાં તાપને લીધે જણાય છે તે.
અગાધ (સં) ઘણી (અ=નહિ+ગાધ=છાછરૂં )=છાછરૂં નહિ તે.
લાગ=દાવ
પર્યંત=છેડા સુધી (પરિ=સુધી+અંત=છેડો )

જન કલ્યાણ=માણસોનું ભલું
પ્રશંસા=વખાણ; તરીફ (પ્ર+શંસ્ ધાતુ=વખાણ)
અસહ્ય=સહન ન થઇ શકે એવું (અ+સહ્ય સંસ્કૃત સહ=સહન કરવું,)
સુમાર્ગ=સારો રસ્તો (સુ=સારો+માર્ગ)

## પાઠ ૨૬ મો.

સામ્રાજ્ય=મહારાજ્ય; બળવાન રાજ્ય.
ભવ્ય=ભપકાદાર
પુરોહિત=ગોર; રાજવાડામાં આગળ પડતું કામ કાજ કરનાર.
નિરીક્ષા (સં) બારીકીથી જોવું તે (નિર્+ઇક્ષ=જોવું)
ભૂમિતિ=પૃથ્વીને માપવાની વિદ્યા (ભૂ=પૃથ્વી+મિતિમાં માધાતુ=માપવું)
લેખન પદ્ધતિ=લખવાની રીત; લખવાની શૈલી. (લિખ્ ધાતુ=લખવું)
લહીઆ=લખનાર (સંસ્કૃત લેખક:)
વિકરાળ=ભયંકર
નિર્દય=દયા વગરના; ક્રૂર; ઘાતકી. (નિર્=નહિ+દય=દયા)
આશુરી=સિરિઆ કે અસ્શારના વતનીઓ,
સૈનિક=લશ્કરમાં જવાવાળો (સેન=લશ્કર+ઇક=વાળો)
ભૂમધ્ય=જુની દુનીઆ એટલે એશિઆ, યૂરોપ અને આફ્રિકાની વચ્ચે આવેલો. (ભૂ=પૃથ્વી+મધ્ય=વચ્ચે)=પૃથ્વીની વચ્ચે આવેલો.
દરીઓ ખેડવો=દરીઆમાં લાંબી લાંબી મુસાફરી એટલે સફરો કરવી તે.
આરાધના (સં) ભજન; સ્તુતિ (આ+રાધ=પ્રસન્ન કરવું+અન+આ)
સ્વતંત્ર (સં) મરજી મુજબ રાજ ચલાવનાર (સ્વ=પોતાનું+તંત્ર=રાજ)=જેને પોતાનુંજ રાજ છે એવો.
ધીટપણું=મજબુત પણું
શૂરાતન=જોરસો; જવાંમર્દી

## પાઠ ૨૭ મો.

વાયુપુત્ર=વાયુનો છોકરો; હનુમાન.
બળ નિધાન=બહુ બળવાન (બળ+નિ+ધા=મુકવું. બળ મૂકેલું છે એટલે રહેલું છે એવો પુરૂષ)=બળના સ્થાનરૂપ. બહુ બળવાનને માટે એ શબ્દ વપરાય છે.
રૂદ્રમાળ=મહાદેવનાં દહેરાંની હારની હારો છે એવું સ્થાન (રૂદ્ર=મહાદેવ+માળ=માળા=હારની હાર)
રક્ષક=રક્ષણ કરનાર (રક્ષ=રક્ષણ

+અક=કરનાર )
ઉપનામ=બીજું નામ; નાનું નામ (ઉપ=પાસે; નાનું; બીજું.+નામ)
પરાક્રમ=સામર્થ્ય ( પરા=ઉલટું+ક્રમ=ઓળંગવું ) ઓળંગવાથી ઉલટું; નહિ ઓળંગાય એવું
શત્રુનાં વાજાં આવી અહીંઆં ગગડશે=શત્રુઓ રૂદ્રમાળપર ચઢી આવશે. વાજાં ગગડવાનું કારણ લશ્કરને શૂરાતન ચઢાવવાનું છે.
ભસ્મ=રાખ
હનુમાન=વાંદર; દાઢીવાળો (હનુ=દાઢી+માન=વાળો )
આલસ્ય (સં) આળસ( આ+લસ્ )
દીનભાવે=ગરીબ પણે ( દીન=ગરીબ +ભાવ=પણું )
દૈત્ય=રાક્ષસ; કશ્યપ પ્રજાપતિને દિતિ નામની સ્ત્રીથી થએલા પુત્રો
કાં=શા માટે
નિરધાર=નિશ્ચય. ( નિર્ ઉપસર્ગ+ ધા+ સંસ્કૃત ધાતુ=ધારણ કરવું) નક્કી કરવું તે; નક્કી પણું.
મંત્રેશ્વર=સર્વ પ્રધાનોમાં મોટો (મંત્ર=વિચાર કરવો+ઇશ્વર=મોટો) વિચાર કરવામાં મોટો.વિચાર કરવો એ કામ રજવાડામાં પ્રધાનોનુંજછે.
અનિત્ય (સં) હંમેશનું નહિ તે (અ +નિત્ય=હંમેશ )
પૂર્ણિમા=જે તિથિએ માસ પુરો થાય છે તે તિથિ. ઉત્તર હિંદુસ્તાનમાં હજુ પણ પુનેમે મહિનો બદલાય છે.(સંસ્કૃત પૌર્ણિમારી ઉપરથી પૂર્ણિમા)
વિશ્વ=દુનીઆ; જગત
કળાહીન=તેજ વગરનો (કળા=તેજ; પ્રકાશ+હીન=વગરનો )
સૃષ્ટિ=દુનીઆ ( સૃજ્ ધાતુનો ભૂ. કૃ. સૃષ્ટ=બનાવેલું ) જે ઇશ્વરે બનાવેલું છે તે.
પ્રલય=મહાનાશ (પ્ર+લીધાતુ પરથી લય=નાશ)
વિષ્ણુ=વ્યાપક ઇશ્વર (વિષ્=વ્યાપવું +અણુ=કણ)= જે કણે કણમાં વ્યાપી રહેલો છે તે.
કામ=મોહ; સ્ત્રી પુરૂષમાં પરસ્પર પ્રેમ ઉત્પન્ન કરાવી સંભોગ કરવનારો દેવ;
પામર=ગરીબ; હલકા; ક્ષુદ્ર
રાજપાટ=રાજની ગાદી (રાજ્ સંસ્કૃત પરથીજ રાજ =પ્રકાશવું+ પાટ=ગાદી )
દેવાલય=દહેરાં (દેવ+આલય=ઠેકાણાં) દેવોને રહેવાની જગ્યા.
જ્ઞાનવાર્તા=જ્ઞાનની વાત; સમજવા યોગ્યવાત ( જ્ઞાન+વાર્તા)
આખરનો વિચાર=છેવટનો વિચાર,
શીદ=શા માટે

યાવચ્ચંદ્ર દિવાકરૌ=જ્યાં સુધી ચંદ્ર સૂર્ય તપે ત્યાં સુધી [યાવત્=જ્યાં સુધી+ચંદ્ર+દિવા-કર=સૂર્ય] ચંદ્ર અને દિવાકરનો સંસ્કૃત નિયમે દ્વંદ્વ સમાસ થઇ ચંદ્ર દિવા કરૌ થયલું છે, અને તેને યાવત્ અવ્યય લાગવાથી આખો સમાસ અવ્યયી ભાવ થઇ ગયેલો છે. )

કારમું=નવાઇ ઉપજાવે એવું

નિરંત =હમેશાં (નિર્=નહિ+અંતર=છેડું)=છેડા વગર; લાગ લાગટ.

શિલાદિત્ય=સૂર્ય જેને પત્થર આપેલા છે એવા ( શિલા=પત્થર+આદિત્ય=અદિતિના પુત્ર; સૂર્ય)

ઉદય પામી શૂન્યમાં મળ્યાં હશે= ચડતીમાં આવી પડતી સ્થિતિએ પહોંચ્યાં હશે. (શૂન્ય=કાંઇજ નહિ એવી સ્થિતિ=ક્ષય)

નિર્મૂળ=વંશજ વગરનો (નિર્=નહિ +મૂળ=મૂળીયું) (મૂળીયા વગરનો. મૂળ હોય તો ઝાડ થાય)

સોલંકી=સૂર્યને આપવાની અંજલીમાંથી જે વીર પેદા થયો હોય તેના વંશજ. સોલંકી ચૌલુક્ય ઉપરથી અનો શ થઇ સ થયોછે. ચૌલુક્ય=ચુલુક=અંજલી)

મૂર્તિકાર=પ્રતિમા બનાવનાર (મૂર્તિ=પ્રતિમા-સંસ્કૃત મૂર્ધાતુપરથી કાર=કરનાર)=પ્રતિમાને કરનાર

સિદ્ધરાજ=જેણે સર્વ વાત સિદ્ધ કરેલીછે એવો રાજા. સિદ્ધ=નક્કી: પ્રાપ્ત) અત્રે સિદ્ધરાજ વિશેષ નામ છે.

આજ મારે ને કાલ તારે=આજ મારી આવી દશા છે તો કાલે તારી પણ એવી દશા થશે. (કારણકે દૈવનું કારમું ચક્ર નિરંતર ફર્યા કરે છે; તડકાને છાંયડો ફેર વાયાજ કરે છે. )

પૃથ્વી પતિ=રાજા (પૃથ્વી=દેશ; જમીન=પતિ+ધણી)=દેશનો ધણી

હલકી પણ સેવાને અર્થે મતલબ કે સેવા એ હલકી તો છેજ કારણ કે કહેલું છે કે "ઉત્તમ ખેતી મધ્યમ વ્યાપાર, કનિષ્ટ(હલકી)ચાકરી. માટે ચાકરીને હલકી કહેલી છે. પણ આપની સેવા કરવી એ હલકું કામ નથી, કારણ મોટા મોટા રાજાઓના કુંવરો પણ આપના લશ્કરમાં રહેલા છે. ઇ૦ નોકરી હલકી તો છેજ એ ઉપરથી પોતે નોકરીની,

કીંમત સમજે છે; એમ બતાવે છે પણ મહારાજની સેવા એટલી બધી હલકી નથી માટે સેવા (નોકરી)ની માગણી કરે છે.

ક્ષત્રિ વીર્ય=ક્ષત્રિપણું (ક્ષત્રિ+વીર્ય=બળ; તેજ)
આરસ=આરસ પહાણના પત્થર
શાસ્ત્રાભ્યાસ=શાસ્ત્રનું અધ્યયન, શાસ્ત્ર+અભ્યાસ)
ગ્રામ=ગામ
પ્રવાસ=મુસાફરી
રાજસભા=રાજાની સભા
ગણિકાગૃહ=ગણિકાનું ઘર; વેશ્યાનું ઘર.(ગણિકા=નર્તકી+ગૃહ=ઘર)
ધામ=ઠેકાણાં
સંપત્તિ=દ્રવ્ય
પ્રાપ્તિ=પેદાશ
યુવ ઋતુ=જુવાનીનો કાળ (યુવ=જુવાની+ઋતુ=કાળ)
અફળ=નિરર્થક (અ+ફળ)
નમે=થાય
અલાભ=ગેરલાભ (અ+લાભ)
ઉંબર=ઉમરો; બારણાનો ઉમરો
ઋણ=દેવું
વંશપરંપરા=પેઢી ધર પેઢી; છોકરાંનાં છોકરાંને પહોંચે ત્યાં સુધી (વંશ+પરંપરા=હારનીહાર)
ઉપભોગ=ભોગવટો
બાળક તે બાળકજ દીસે છે મતલબકે વ્યવહારમાં કઇ રીતે ફાયદો થાય છે, તે જેમ બાળક સમજી શકતું નથી; તેમ તું પણ બાળક હોવાથી સમજી શકતો નથી. અર્થાત્ તને વ્યવહારૂ જ્ઞાન નથી.
કૃપાનિધાન=મહેરબાનીનાં ઠેકાણાં રૂપ, મહેરબાનીનો ભંડાર
દૈવ=નસીબ
વિજયયાત્રા=વિજય મેળવવા માટે દેશે દેશ ફરવું તે
વિરલા=કોઈ એક
વિખ્યાત=પ્રખ્યાત
દેશવટો=પરદેશમાં પ્રવાસ કર્યા કરવો તે.
અધર્મ=અન્યાય; ધર્મ નહિ તે. (અ+ધર્મ)
ભંડારી=ભંડારનો ઉપરી; ત્રિજોરીનો ઉપરી. (સંસ્કૃત ભાણ્ડાગાર)
સુભટ=સારા યોદ્ધા (સુ=સારા+ભટ=યોદ્ધા)
નવલ ગ્રંથાવળી=નવલરામના બનાવેલા ગ્રંથોની આવલી(હાર); નવલરામની કૃતિઓનો સંગ્રહ કરેલો હોય એવું પુસ્તક (નવલ=નવલરામ+ગ્રંથ+આવળી=હાર)

**સમજુતી**—ચતુર પુરૂષ અને આરસના પત્થરને ભાર પ્રમાણે તોળીને વેચાય નહિ મતલબ કે બીજી વસ્તુઓની કીંમત જેમ વજન પરથી નક્કી કરાય છે, તેમ આ બે વસ્તુની કીંમત કરાય નહિ. માણસ શરીરે દુબળો હોય પણ અટંકી હોય, આરસનો કકડો નાનો હોય પણ તે એકજ હોય, આવી રીતે હોવાથી ઉપરની કડી કહેલી છે. જેમ જેમ તે દૂર બીજે દેશ જાય છે, તેમ તેમ વધારે મૂલ્ય આવે છે. મતલબ કે કોઇ માણસ પોતાના દેશમાં ઘણી પ્રખ્યાતી પામતોજ નથી, પીર પોતાના વતનમાં પૂજાતોજ નથી. ઇત્યાદિ.

શાસ્ત્રનો અભ્યાસ કરવો, વિદ્વાનોનો ઘણો સમાગમ રાખવો, ગામેગામ મુસાફરી કરવી, રાજાની સભામાં બેસવું, ગણિકાને ઘેર જવું, એ પાંચે લક્ષણ ચતુરાઇનાં ધામ ( ઠેકાણાં ) છે. અર્થાત્ મનુષ્યને ચતુરાઈ મેળવવાનાં સ્થળ પણ એજ છે.

જે માણસે મુસાફરી કરીને પૈસાની પ્રાપ્તિ કરી નહિ, તે માણસના યુવાનપણાને ધિક્કાર છે; ફરી કદાપિ પ્રાપ્ત ન થાય એવો તેનો જુવાનીનો વખત નકામો ગયો.

જે માણસ ગામમાં પોતાનો ઉમરો ઝાલીને બેસી રહે તો ત્રણ ગેરલાભ થાય. ૧) લુગડાં ફાટે. ૨) દેવું વધે. ૩) કદાપિ તેને આબરૂ મળેજ નહિ.

### પાઠ ૨૯ મો.

ઘાટ=ઓવારો
વીર=બહાદુર
વિધવા=ધણી વગરની, રાંડેલી ( વિ=નથી+ધવ=ધણી )=જેનો ધણી નથી તે.
રાજ્યસત્તા=રાજ્યની લગામ (રાજ્ય સત્તા=હુકમત; લગામ )
પ્રતિષ્ઠા=આબરૂ
વિઘ્ન=હરકત; અડચણ
ઉપદેશ=બોધ
મર્મ=ગુપ્તવાત

કળીગઈ=જાણીગઇ
રાજ્યાસન=રાજગાદી (રાજ્ય+આસન)
સેનાધિપતિ=લશ્કરનો ઉપરી (સેના=લશ્કર+અધિ=મોટે+પતિ=ધણી)
સ્તંભ (સં) થાંભલો
ઉણી=ઓછી
સત્તાલોભી=સત્તાનો લોભ કરનાર; મારૂંજ બધે ચલણ થાય એવું ઇચ્છનાર.
ઉછાંછળો=ઉદ્ધત; વગર વિચાર્યું કામકરનાર
પ્રત્યક્ષ=ખુલ્લું; દેખીતું (પ્રતિ=સામું+અક્ષ=આંખ) નજર હેઠળ
હાલિઆન=મુદ્દતમાં
એકનિષ્ઠા=એકમન
અવકાશ=વખત
રાજકીય=રાજ સંબંધી
પરરાજ્ય=બીજાનાં રાજ્ય
કારકિર્દિ=અમલ
નિષ્ફળ=નકામી (નિષ્+ફળ=ફાયદો)
દાનકીર્તિ=દાન આપવાની આબરૂ; તેના જેવું દાન આપનાર કોઇ નહોતું એવી આબરૂ.
દેવલોક પામી=ગુજરી ગઈ
નિરભિમાની=અહંકાર વગરની (નિર્+અભિમાન+ઈ)

## પાઠ ૩૦ મો.

ભો=બીક (સંસ્કૃત ભય)
વળાવો=રક્ષણ માટે લીધેલો માણસ; ચોકીદાર
કર (સં) વેરો; મહેસુલ; સંરક્ષણનું ભાડું.
પ્રાપ્તિ=મળતર; પેદાશ
કંગાળ=પૈસા વગરના ગરીબ.
સંરક્ષણ (સં) સારી રીતે સંભાળ રાખવી તે.(સમ્=સારી રીતે+રક્ષ=રક્ષણ કરવું+અન)
દશા=હાલ; સ્થિતિ
જામેલો=ફેલાયલો
જાનમાલ (ફા)જીવ અને માલ (જાન=જીવ+માલ)
ગુનેગાર (ફા) ગુના કરનાર (સંસ્કૃત અપરાધી)
ન્યાયાધીશ (સં) ઇનસાફ કરનાર અધિકારી (ન્યાય+અધીશ=ધણી; ઉપરી)
અદાલત (ફા)કચેરી; ઇનસાફ કરવાની જગ્યા
અપરાધી (સં) ગુનેગાર
તુરંગ (પો) બંદીખાનું; કેદીઓને રાખવાની જગ્યા. (સંસ્કૃત કારાગૃહ. ઇંગ્રેજીમાં જેલ).
પગાર (પો) મહેનત બદલ ફર

મહિને કે અમુક મુદ્દતે જે મળે છે તે

નેસ્તી=મોદી; સીધું વેચનાર

ભાડું=કોઈ પણ જગા કે પદાર્થ વાપરવાનો બદલો.

મ્યુનિસિપાલિટી=શહેર સુધરાઈ ખાતું

સલામતી (આ) ખુશી હાલત;

હિસ્સો (આ) ભાગ

નિંદા પાત્ર=બદગોઇ કરવા લાયક

આડકતરા કર=ઘી, ખાંડ, મીઠું, કાપડ વગેરે ખાવા પીવાના અને ઓઢવા પહેરવાના કોઇ કોઇ પદાર્થોપર વેપારી પાસે જે કર લેવામાં આવે છે તે.

ઘરાક=સોદો ખરીદનાર ( સંસ્કૃત ગ્રાહક)

વાસ્તવિક=ખરેખરી

સવાલ—કર એટલે શું ? કર આપવાની જરૂર છે કે નહિ ? જો હોય તો તેનાં કારણ સમજાવો. કર આપવામાં આપણે લુચ્ચાઇ કરીએ તો તેથી બીજાને નુકસાન થાય કે નહિ તે સવિસ્તર સમજાવો? કરના કેટલા પ્રકાર છે ને કયા કયા? સીધા કર અને આડકતરા કર શું તે સમજાવો. ?

### પાઠ ૩૧ મો.

લાભ કર્તા=ફાયદો કરનાર (લાભ+કર્તા=કરનાર )

ઘેન=ખુમારી.

અલૌકિક=પરલૌકિક; દેવતાઇ.(અ+લૌકિક=લોક સંબંધી)=લોક સંબંધી નહિ તે.

સેવવા=વાપરવા

દુર્વ્યસન=નઠારી ટેવ ( દુર્=નઠારૂં+વ્યસન=સંકટ; ટેવ )

બહુ ચઢે છે=બહુ કેફ આવેછે.

ગાંડાઇ=મૂર્ખાઇ

ફળદ્રુપ=રસાળ.

સ્થાનિક વપરાશ=આપણા દેશના વપરાશને માટે (સ્થાન+ઇક)=(રહેવાનાં ઠેકાણાં સંબંધી )

બંધાણ=બંધારણ; ટેવ.

સંઘરી=એકઠાં કરી

આહાર=ખોરાક; ખાવાનું.

કસુંબો=અફીણનું પાણી

પ્રતિજ્ઞા=બાધા; પણ

મદ્ય=દારૂ

**સવાલ**—મુખ્ય કેફી પદાર્થો ગણાવો? ભાંગ અને ગાંજો શે-માંથી થાય છે? ભાંગ અને ગાંજો એ બેમાં વધારે કેફી વસ્તુ કઇ? તાડના ઝાડ કયા પ્રદેશમાં થાય છે? સૌથી વધારે તાડના ઝાડ કયાં થાય છે? ગુજરાતમાં તાડના ઝાડ કયાં વધારે થાય છે? ખસ ખસના છોડની વાવણી કયાં કયાં થાય છે? ખસખસના છોડ કેટલી જાત-ના થાય છે? અફીણનો ઉપયોગ કયા લોકો વધારે કરે છે? અફીણમાં કયા કયા ગુણ છે? દારૂ કઇ કઇ વસ્તુમાંથી બનાવે છે? અફીણ તથા દારૂનો દવામાં શી રીતે ઉપયોગ થાય છે? દારૂ પીવાથી શું શું નુકસાન થાય છે?

## પાઠ ૩૩ મો.

આદિકવિ=શરૂઆતનો કવિ; પ્રથમ કવિ-(કવિમાં કવુધાતુ=કહેવું)
વૈદિક=વેદને માનનાર; વેદ પ્રમાણે વર્તન કરનાર. (વેદ+ઇક)
મુસદ્દી=રીતસર લેખ લખનાર
વર્ષેક=આશરે વર્ષ (વર્ષ+એક)
ઉર્ફે (ફા) અથવા
વિવાહ=લગ્ન (વિ=વિશેષે કરીને વહધાતુ વહેવું અથવા લઇ જવું)=વિશેષે કરીને સાથે લઇ જવું.
લત=ટેવ: બુરી ટેવ
તાન=લહે
ભારે પડ્યું=અઘરૂં પડ્યું
આવેશ=જુસ્સો
અખાડો=પડ્યા પાથર્યા રહેવાનું હંમેશનું રહેઠાણ.
સીમંત=અધરણી
ચિત્તવેધક=ચિત્તને વેધે એવાં: હૃદય દ્રાવક (ચિત્ત=મન+વેધક સંસ્કૃત વેધ ધાતુ=વેધવું તે)
ચિત્ર=સુંદર બ્યાન; તસ્વીર
હરિકીર્તન=ઇશ્વરનું ભજન
મહત્વ=મોટા પણું (મહત્=મોટું+ત્વ=પણું)
નિરંજન=જોઈ શકાય નહિ એવો; તેજોમય.
નિરાકાર=આકાર રહિત; સર્વાકાર; બ્રહ્મ.(નિર્=નહિ+આકાર=ઘાટ;ડોળ)
અખિલ=આખા
બ્રહ્માંડ=ચૌદ ભુવન; ઇંડાકારનું વિશ્વ (બ્રહ્મ=ઇશ્વર+અંડ=ઈંડું)
હૃદયની અમર કવિતા=જેમાં ઉંચો ભાવ હોય એવી ખરા રસથી

લખાયલી, લાંબા વખત સુધી જેની અસર પહોંચે એવી કવિતા.

## પાઠ ૩૪ મો.

ગ્રીક=ગ્રીસ દેશના વતની
મીસરી=મીસર દેશના વતની
વર્ણ=રંગ
ચિત્ર લેખન પદ્ધતિ=ચિત્ર વડે લખવાની પદ્ધતિ
હોમરનું કાવ્ય=ઇલિયડ
સ્વસ્થતા=સલાહ શાંતિ
થાળે પડયો=ઠર પડયો, ઠેકાણે પડયો
પરાજય=હાર(પરા=ઉલટું+જય=જીત. જયમાંજી ધાતુ=જીતવું ) જીતવાથી ઉલટું, હારવું તે.
છસેં સ્પાર્ટનોએ કરેલી લડાઇ તે } થર્માપિલિ નામે ઓળખાય છે.
વકતૃત્વ=ભાષણ કરવાની શકિત.
તત્વજ્ઞાન=તત્ત્વ સંબંધી જ્ઞાન; ફિલસુફી.
એક સત્તાક=ફકત એકજ માણસનાહાથમાં બધી સત્તા હોય તે.
તત્ત્વ=મૂળ; સાર
કાળાંતરે=વખત જતાં=(કાળ=વખત +અંતરે.) વખતના અંતરે
ખુશકી=જમીનનો રસ્તો; પગવાટ
સર્વોપરી=બધાના ઉપરી (સર્વ+ઉપરી)

## પાઠ ૩૫ મો.

પ્રસન્ન=ખુશ
વદન=મોં (વદ્=બોલવું+અન ક્રિયા વાચક પ્રત્યય) બોલવાની ક્રિયા જે વડે થાય છે તે.
અનુકંપા (સં) કોઇને કાંઇ દુઃખ થાય તો બીજો ધ્રુજે (દીલગીર થાય) તે; દયા. ( અનુ=પાછળ+કંપ=ધ્રૂજવું ) પાછળ ધ્રૂજવું તે.
અન્યોઅન્યાશ્રય=એક બીજાને મદદ આપવી તે ( અન્યોઅન્ય =એક બીજાને+આશ્રય=મદદ)
વખત આવે ધૂળનો પણ ખપ પડે=સમયપર ધૂળ જે ઘણી નજીવી છે તેનો પણ ખપ પડે છે. મતલબ કે વખતે નજીવી વસ્તુનો પણ ખપ પડે છે. માટે કોઇનો અનાદર કરવો નહિ.
વસુધ=રત્નોને ધારણ કરનાર; પૃથ્વી (વસુ=રત્ન+ધા=ધારણ કરવું)
અપશબ્દ =નઠારા બોલ; બિભત્સ શબ્દ (અપ=ખરાબ+શબ્દ=બોલ)
આદરવો=શરૂ કરવો (આ+દધાતુ=શરૂ કરવું)
ખલેલ=હરકત

વાહન=લઇ જનાર (વહ્ ધાતુ= વહેવું

## પાઠ ૩૭ મો.

ચમત્કારિક=આશ્ચર્ય જનક (ચમત્કાર=નવાઈ+ઇક=વાળા)
આધ્યાત્મિક=આત્મા સંબંધી (અધિ+આત્મા+ઈક)
પ્રાકૃતિક=કુદરતી પદાર્થો; ભૌતિક પદાર્થો (પ્રાકૃતિ=મૂળ; કુદરતી+ઇક=વાળો)
અંકુશ=દાબ
ઐહિક=આ લોક સંબંધી (ઇહ=આ+ઇક=સંબંધી)
અર્વાચીન=હાલના વખતનો; હમણાંનો; પ્રાચીનથી ઉલટું.
બલિહારી=ખુબી
ધર્મોપદેશક=ધર્મનો બોધ કરનાર (ધર્મ+ઉપદેશ+અક
ગાર્ડ (અં) તપાસ રાખનાર. એ ગાડીના છેલ્લા ડબામાં રહે છે.
ડ્રાઇવર (અં) ગાડી ચલાવનાર
સૂક્ષ્મ=ઝીણી; પાતળી
યંત્રદ્વારા=યંત્ર મારફત
વાસ્તવિક=ખરી (વસ્તુ+ઇક) વસ્તુ હોય તેવી; યથાસ્થિત રૂપ.
સાંકેતિક=છુપાં; સંકેત કરી રાખેલાં (સંકેત=છુપી વાત+ઇક) છુપી વાત; ગોઠવણ કરી રાખેલાં
સાક્ષાત=પ્રત્યક્ષ
સ્વર સંવાહક=અવાજને સારી રીતે લઇ જનાર (સ્વર=અવાજ+સં=સારી રીતે+વાહક=લઇ જનાર)
સ્વરધારણ=સ્વરને ધારણ કરનાર; સ્વર ગ્રાહક
સુરત (અં) છબી; તસ્વીર
અસ્પષ્ટ=અચોકસ (અ+સ્પષ્ટ=ચોકસ)
લક્ષણ=ટેવ; આદત
ચેષ્ટા=મશ્કરી; મજાક
ધ્વનિ=અવાજ
અદ્ભુત=આશ્ચર્ય કારક

## પાઠ. ૩૮ મો.

સરસ્વતી મંદિર=વિદ્યાનું રહેઠાણ. (સરસ્વતી=વિદ્યા+મંદિર=ઘર)
પ્રચાર=ફેલાવો
જીજ્ઞાસુ=નવું જાણવાની ઇચ્છાવાળાં
ધનાઢ્ય=પૈસાદાર
મેદની=ઠઠ; ભીડ
રસિક=રસજ્ઞ; રસને જાણનાર,
કદરૂપો=બેડોળ; બદસીકલ;
પરિચય=સંબંધ; ઓળખાણ; પિછાણ
શૈલી=બોલવા લખવાની ઢબ
અધ્યયન=અભ્યાસ
ઉત્કંઠા=પ્રબળ ઇચ્છા; હોંસ

વિરોધ=અસંબંધ; અણબનાવ
પરિપક્વ=પુરેપુરૂં પાકું (પરિ=ચો-
 ગરદમથી+પક્વ=પાકું)
પંથ=રસ્તો
શંકાશીલ=સંદેહ ઉઠાવ્યા કરે એવા
ઇશ્વર પ્રેરણાથી=ઇશ્વરના ગુપ્ત સં-
 દેશાથી; ઇશ્વરની ગુપ્ત ઇચ્છાથી
વિલંબ=વાર; ઢીલ; ખોટી
પ્રતિપાદન=સ્થાપન
ઉલ્લંઘન=ઓળંગવુ તે (ઉદ્+લંઘ
 =ઓળગવું+અન)

### પાઠ ૩૯ મો.

શક્તિમંત=શક્તિવાળા (શક્તિ+મંત
 =વાળા)
કર્મ=કામ
આપ સમાન બળ નહિ=આપણા
 કામમાં આપણું પોતાનું બળ
 જેટલું કરી શકે છે તેટલું બી-
 જાનું બળ કરી શકતું નથી.
 કારણ કે આપણા કામની કાળજી
 આપણા જેટલી બીજાને હોતી
 નથી.
પારકી આશ સદા નિરાશ=આપ-
 ણા કામનો બીજાપર ભરોસો
 રાખવાથી હંમેશાં નાઉમેદ થવા-
 ય છે.
નસીબ=પારબ્ધ; ભાગી
સ્વાર્થ=પોતાનોજ અર્થ (સ્વ=પોતા-
 નો+અર્થ=મતલબ ) = પોતાનીજ
 મતલબ
મોળાં=ફિક્કાં; વિત્ત વગરનાં
પ્રવીણ=હોશિઆર; માહીતગાર
અર્થ સરે છે=કામ થાય છે (અર્થ
 =કામ)
પ્રારબ્ધ=નસીબ
શ્રમ વિના પારબ્ધ લુલું છે=મહે-
 નત વગર નસીબ કંઈ પણ
 કરી શકતું નથી. માટે હંમેશાં
 મહેનત કરવી ને પછી ફળ આ-
 પવાનું કામ નસીબને સોંપવું.
સંધિ=સમો
સિદ્ધિ=પાર પડવું; પોતાના કામમાં
 ફતેહ મેળવવી.
કહેણી તેવી રહેણી=કહેવું તે પ્ર-
 માણે ચાલવું
બંધન=અટકાવ

નામરદ રડે મામને ને મરદ રડે નામને અર્થાત્ નામરદ હોય તે પૈસાને રડે એટલે હાય હાય કરે કે વખતે મારી પાસેથી પૈસો જતો રહેશે એમ ધારે, પણ મરદતો નામનેજ રડે છે એટલે નામને માટેજ મથે છે, તેને તો ગમે તેટલો પૈસો જાઓ પણ નામના (કીર્તિ)) થવી જોઇએ. એવીજ ઇચ્છા હોય છે.

નામ રહેતાં ઠક્કરો નાણું નવ રહંત, કીર્તિ તણાં જે કોટડાં તે પાડ્યાં નવ પડંત=હે ઠાકોર, નામ (કીર્તિ) અમર રહે છે, નાણું હંમેશાં રહેતાં નથી, કીર્તિ રૂપી જે કોટડાં છે તે પાડેલાં કદી પણ પડતાં નથી; બીજું સર્વ પડી જાય છે મતલબ કે નાશ પામે છે.

આગ્રહ (સં) મનમાં આવ્યું તે કરવુંજ કરવું એવી જે મનની વૃત્તિ તે. (આ+ગ્રહ્=પકડવું)

ઉત્સાહ (સં) ઉમંગ (ઉત્+સહ્=ખમવું)
કર્મકુશળતા=કામ કરવામાં હોશિઆરી.

**સવાલ**—સદ્‌ગુણ અને શક્તિ શાથી વધે છે ? આપણામાં ચાલતી કહેવતોમાંની કઇ બે કહેવતોને અનેક રીતે સમજવી અને તે પ્રમાણે ચાલવું ? નસીબને માનવાથી શા શા ગેર લાભ થાય છે ? પારકાની આશા રાખવાથી શું શું નુકસાન થાય છે ? આપ બળના વિચારથી શાશા લાભ થાય છે ? બીજી કઇ વાત યાદ રાખવી ? કોઇ પણ કામ કરવામાં કયા બે ગુણો કામે લગાડીએ તો તે કામ કરવામાં હોશિઆરી આવે અને જશ મળે ? શ્રમ વિના પ્રારબ્ધ લુલું છે એટલે શું ? ત્રીજી કઇ વાત યાદ રાખવી ? કામ કર્યું હોય છતાં મહેનત ફોકટ ક્યારે જાય ? ચોથી કઇ વાત યાદ રાખવી ? મોટું કામ માથે લેવાની વૃત્તિ રાખવાથી આપણામાં કયા કયા સદ્‌ગુણો આવશે ? પાંચમી વાત કઈ યાદ રાખવી ? સત્ય અને પ્રમાણિક પણાના ગુણ ગ્રહણ કરીએ તો શો લાભ થાય ? છઠ્ઠી વાત કઇ યાદ રાખવી ? કહેણી તેવી રહેણી રાખવાથી આપણને શો લાભ થાય છે ? સાતમી કઇ વાત ધ્યાનમાં રાખવી ? બાપદાદાનોજ ધંધો કરવો કે બીજો કોઇ કરવો ? આઠમી કઇ વાત ધ્યાનમાં રાખવી ? નવમી કઇ વાત યાદ રાખવી ? સ્વભાવ ગુણ કેળવવા માટે કઇ નવ બાબતો

યાદ રાખવી અને તે પ્રમાણે વર્તવું ? કઇ ઇચ્છા ઉદ્યમને ઉત્તેજન આપનાર છે ? નામ(કીર્તિ) ને માટે કહેવત કહો ? આપણી સ્થિતિ શું શું કરવાથી પુરેપુરી સુધરશે?

**સાર**—આ પાઠ ઘણોજ અગત્યનો છે માટે એમાં કહેલી બાબતો ખૂબ મનન કરવી ને તે પ્રમાણે વર્તવું.

## પાઠ ૪૨ મો.

તાજમહેલ=મુમતાઝઇમહાલ બેગમના નામથી શાહજહાંએ બંધાવેલો મહેલ.
પ્રવેશ=દાખલ
કુરાન=મુસલમાનનું ધર્મ પુસ્તક.
ભવ્ય=ભપકાદાર
વિશાળ=વિસ્તાર વાળી
નીસરણી=સીડી (નિઃ=નીચે+સૃ=સરવું) નીચે સરવાનું સાધન.
સંગેમરમર=એક જાતનો પત્થર
હોજ=પાણીની મોટી ટાંકી; નાનકડું તળાવ
રોનકદાર=ઘાટદાર.
દોષ રહિત=ખોડ વગર (દોષ=ખોડ+રહિત=વગર; સિવાય)
સંપૂર્ણ પણું=પુરેપુરા પણું (સં+પૂર્ણ+પણું)
સમર્થ=શક્તિવાળા; ભારે
અવર્ણનીય=વર્ણન ન થઇ શકે એવો.
તબક=માળ
સૌંદર્ય=શોભા; ખૂબસુરતી
અત્યુત્તમ=ઘણોજ સુંદર (અતિ=ઘણો+ઉત્તમ=શ્રેષ્ઠતા વાચક પ્રત્યય)
વિસ્મય=આશ્ચર્ય; નવાઇ
જોમ=જોર
સુવર્ણમય=સોનારૂપ; સોનાથી પૂર્ણ (સુવર્ણ=સોનું+મય ભરેલો) સોનાથી ભરેલો.
સંસ્કાર=છાપ; અસર
એકાગ્ર=એકત્ર
શ્વેત=સફેદ; ધોળો
સર્વત્ર=બધે
ભિન્નતા=જુદાપણું (ભિન્ન=જુદું+તા)
તલ્લીન=એકતાર (તત્=તે લી ધાતુ લય પામવું) તેમાં મળી જવું તે
પ્રતિક્ષણે (સં) દરેક પળે (પ્રતિ=દરેક+ક્ષણે=પળે)
રમણીય=સુશોભિત
હિમમય=બરફથી ભરેલાં (હિમ=

બરકત+મય=ભરેલું)
વિહાર=સહેલ; મોજ
અવર્ણ્ય=વર્ણન ન થઈ શકે એવો
સ્મરણ=યાદ
મુક્તા=મોતી
દીંગ=સ્તબ્ધ; સડક,
અર્જમંદ બાનુ=શાહજહાંની બેગમનું નામ છે.
અગાધ=ઘણોજ
ટીકા=વિસ્તારીને દોષ દેખાડવાતે.
દ્વારપ્રદેશ=બારણાવાળો ભાગ (દ્વાર=બારણું)
પ્રાસાદ=મહેલ
સર્વશક્તિમાન=બધું કરવાને સમર્થ

## પાઠ ૪૨ મો.

નેતી=મોદી; પરચુરણ સીધું વેચનાર
ગુમાસ્તાગીરી (ફા) વાણોતર પણું
વિપત્તિ=દુઃખ; સંકટ
આવક=પેદાશ

કરકસર બીજો ભાઇ છે. મતલબ કે એક સગો ભાઈ, બીજો ભાઈ કરકસર, ત્રીજો ભાઇ ત્રેવડ. અર્થાત્ બીજા ભાઇથી જે ફાયદો થાય છે તેટલો ફાયદો કરકસર (યોગ્ય ખરચ) થી થાય છે.

ઉગ્યા મૂકવા=બચાવવા; ઉગારવા
સાહુકાર=નાણાવટી; સરાફ. (સંસ્કૃત સાધુકાર=સાધુ=સારૂં+કાર= કરનાર) સારાં કામ કરનાર; ભલો માણસ
સેવિંગ્સ બેંક (અં) બચાવેલા નાણાં મૂકવાની પેઢી
વ્યાજ=રૂપીઆનું ભાડું
સામાદસ્કત=સહી કરી આપવી; સામું લખી આપવું.
વાણોતર=ગુમાસ્તો
સહીસલામત=સુખરૂપ
અનિશ્ચિત (સં) નિશ્ચય વગરનું; અચોકસ. ( અ=નહિ+નિસ્=બહારચિ=એકઠું કરવું+ઇત)
મુદ્દલ=વ્યાજે મૂકેલી રકમ
જોખમ=નુકસાન
સંભવ=આશા

## પાઠ ૪૩ મો.

ટપ્પો=રસ્તો કાપતાં જેટલે જેટલે અંતરે વીસામો લેવાનો હોય તેટલો તેટલો એકેકો ભાગ.

મનરંજન=મનને ખુશ કરવું તે
અણધારી=ઓચિંતી
દુનીઆ જેટલોજ પૈસાનો ખપ હતો અર્થાત્ જેમ પરણે નહિ તો વંશ જાય એવું હતું, તેમ પૈસા વગર પરણવાનું બને તેમ નહોતું=બંનેની સરખી જરૂર હતી
પાસિંજર (અં) મુસાફરી કરનાર
વિધિ= ક્રિયા
દાઝ=બીજાનું દુખ દેખી થતો બળાપો; દયા.
વાગ્બાણ=વાણી રૂપી બાણ (વાગ્ =વાણી+બાણ=શર)
ગાંધી આટું=ગાંધીનો ધંધો;
ગાંધી=વસાણું તોળનાર
ઉદ્ગાર (સં) જોસ્સાની જાણ કરનાર શબ્દ (ઉદ્=ઉંચું+ગદ્= અવાજ કરવો)
જીજ્ઞાસા=જાણવાની ઇચ્છા
અખત્યાર (સં) કામ કરવા સંબંધી મળેલી સત્તા; અધિકાર
શીરસ્તેદાર=રીત રિવાજ જાણીતો (શીરસ્ત=રીત રિવાજ+દાર=વાળો)

**પાઠ. ૪૫ મો.**

અતિવૃષ્ટિ (સં) ઘણો વરસાદ (અતિ=ઘણો+વૃષ્ટિ=વરસાદ)
અનાવૃષ્ટિ (સં) મુદ્દલ વરસાદ નહિ તે.
મૂષક (સં) ઉંદર
શલભ (સં) તીડ
શુક (સં) પોપટ
અનિષ્ટ (સં) અપ્રિય
વિગ્રહ=લડાઈ
ભરચક=પુષ્કળ
હૃદયવેધક=હૃદય પાણી પાણી થાય એવા.
અણીને વખતે=જરૂરી પ્રસંગે
દુકાળ=અનાજ પાણી ન મળે એવો વખત (દુઃ=નઠારો+કાળ=વખત)=નઠારો વખત
તગાવી=સરકારે ખેડુતને ઉછીના નાણાં આપવા તે.

**સવાલ**—સંસ્કૃત વિદ્વાનોએ કઇ છ આપત્તિઓ વર્ણવી છે? છ આપત્તિમાં સૌથી વધારે નુકસાન કરનાર આપત્તિ કઈ? હિંદુસ્તાનના કયા કયા ભાગમાં દુકાળ જવલ્લેજ પડે છે? આપણા દેશમાં કયા કયા સનમાં અને કયાં કયાં મોટા દુકાળ પડયા હતા અને તેથી કેટલું નુકસાન થયું હતું? આખા ભરતખંડમાં કયા સનમાં દુકાળ પડયો હતો? ગુજરાતમાં બસેં વર્ષમાં કેટલા દુકાળ પડયા અને તેમાં મોટા

ક્યા ક્યા સંતમાં પડ્યા હતા? એ મોટા દુકાળ વિષે શું ઇતિહાસ મળી આવે છે?

**પાઠ. ૪૬ મો.**

આહાર વિહાર=ખાવું પીવું અને ફરવું હરવું (આહાર=ખાવું+વિહાર=ફરવું હરવું)
દીર્ઘ દૃષ્ટિ=લાંબી નજર (દીર્ઘ=લાંબી+દૃષ્ટિ=નજર)
અગમચેતી=આગળથી જાણી જવું તે.
નિરંતર (સં) હંમેશાં (નિર્=નહિ+અંતર=છેટું)=છેટા વગર

**પાઠ ૪૭ મો.**

દ્વિપકલ્પ=જેની ત્રણ બાજુએ પાણી અને એક બાજુ જમીન હોય તે. (દ્વીપ=બેટ. દ્વિ=બે+અપ્ પાણી. અપ્નો ઇપ્ થાય છે તેથી દ્વિપ+કલ્પ=લગભગ. લગભગ બેટ ત્રણ બાજુએ પાણી અને એક બાજુએ જમીન હોવાથી
હસ્તક=હાથમાં
પ્રાબલ્ય=જોર (પ્રબલ=જોરાવર ઉપરથી)
જામદારખાનું=તીજોરી
ઉગ્ર=ગુસ્સાવાળા
વિગ્રહ=લડાઇ (વિ+ગ્રહ ધાતુ)
જમીન દોસ્ત કર્યું (ફા) પાયમાલ કર્યું; ધૂળમાં મેળવી દીધું, નાશ કર્યો.
વાસ્તવિક=ખરેખરો
સરકર્યું=જીતી લીધું
સ્મૃતિકારો=કાયદા બાંધનાર (સ્મૃતિ=યાદદાસ્ત; ધર્મના નિયમનું પુસ્તક+કારો=કરનાર)
સાંપ્રત=આધુનિક; હાલ

**પાઠ ૪૯ મો.**

બાલ્યાવસ્થા = નાનપણની સ્થિતિ (બાલ્ય=નાનપણ+અવસ્થા=સ્થિતિ
પ્રાણી માત્ર=સર્વ પ્રાણી
પરદુઃખ ભંજન=પારકાનું દુઃખ ભાગનાર. પર=બીજાનું; પારકું દુઃખ+ભંજન=ભાંગનાર)
પરાયણ=સાથે વળગી રહેલું એવું; સંબંધી; વિષે. (પરા+ઇ+અન)
નિર્ગમન=ગાળવું (નિર્+ગમ્ ધાતુ=જવુ)
આરોગ્યાલય=તન્દુરસ્તી મેળવવાનું ઠેકાણું (આરોગ્ય=તંદુરસ્તી+આલય=ઠેકાણું)
તાલીમ=કેળવણી
રણક્ષેત્ર=લડાઇની જગા
વૃત્તાંત=અથ ઇતિ ખરી હકીકત (વૃત્ત=બનેલો બનાવ+અંત=છેડો

છેડા સુધી બનેલો બનાવ)
સારવાર=ચાકરી; બરદાસ
ભગીરથ પ્રયત્ન=મોટો યત્ન (ભગીરથ કહેવાનું કારણ. પૂર્વે સગર રાજાના દશ હજારપુત્રો કપિલ રૂષિના શ્રાપથી બળી ગયેલા તેમનો ઉદ્ધાર કરવા માટે તેના પૌત્ર ભગીરથ રાજાએ દશ હજાર વર્ષ સુધી ગંગાનું તેટલાજ વર્ષ સુધી મહાદેવનું ઇત્યાદિ ઉગ્ર તપ કર્યું હતું તેથી પછી હંમેશ કહેવાનો રિવાજ પડયો કે ભગીરથ=મોટું મહાન)
અનિષ્ટ=ઇચ્છેલું નહિ તે. (અન્=નહિ+ઇષ્ટ=ઇચ્છેલું ઇષ્ ધાતુનો ભૂત કૃદંત ઇષ્ટ)
વિરામ=આરામ
ઉન્નતિ=ચઢતી (ઉદ્=ઉંચે+નમ્ નમવું ઉપરથી)=ઉંચે ચઢવું તે.

## પાઠ ૫૦ મો.

જાટ=ભરતપુરના રાજ કર્તાઓનાં વંશજ
પ્રબળ=ઝળકતી
નિર્મૂળ=સદંતર નાશ (નિર્=નહિ+મૂળ)=મૂળ નહિ તે.
સહસ્રો=હજારો
પરોક્ષ=છાની રીતે
મુકત=છુટા થએલા
વિકરાળ=ભયાનક
ત્રાસદાયક=દુઃખ આપનાર (ત્રાસ=દુઃખ+દાયક. દાધાતુ=આપવું)
નિમિત્તે=બહાને
માતબર=જોરાવર; પૈસાદાર
તક=દાવ
પ્રશંસા=વખાણ(પ્ર+શંસ્ધાતુ=વખાણવું)
કાલી=ભયંકર દેવી
ઉત્સવ=હર્ષનો વખત
આરાધતા=પ્રસન્ન કરતા (આ+રાધ=પ્રસન્ન કરવું)
ધર્માંધ=ધર્મને માટે આંધળા (ધર્મ+અંધ)
નિષ્ફળ=ફળ વિનાના; ફોકટ

## પાઠ ૫૨ મો.

મનવાર=લડાઇના વહાણ
અખતરા=પ્રયોગ; અજમાયશ
નૌકા નાશક=હોડીનો નાશ કરનાર (નૌકા=હોડી+નાશક=નાશ કરનાર)
ખુશકી=જમીનપરની
સુરંગો=કિલ્લો તોડવા માટે જમીનની અંદર દારૂભરી બનાવવામાં આવેછે તે.
અરમાર=દરીઆઇ મોટું લડાઇનું વહાણ
ડોલ=વહાણનો આગલો ભાગ
ગોળો=ફેંકવાના ઓજાર
હેરત=આશ્ચર્ય

આચાર્ય=ગુરૂ
શસ્ત્ર વૈદ=વાઢ કાપ કરનાર વૈદ; સર્જન
અજ્ઞાત=નહિ જાણવામાં હોય—જાણી શકાય તેવી વસ્તુને બતાવનાર
પ્રયાસ=મહેનત
વિકટ=અઘરૂં; મુસ્કેલ

**ભાગ ૧ લો સમાપ્ત.**

**પાઠ ૫૬ મો.**

સલ્તનત=રાજ્ય; શહેનશાહ
પૌત્ર=છોકરાનો છોકરો
વીકળ=ઢીલાં; દોદરાં
ક્ષણ ભંગુર=થોડી વારમાં નાશ પામનાર.
ઉપભોગ=ભોગવટો; સુખ વિલાસ
રક્ષક=રક્ષણ કરનાર; બચાવનાર
પાલક=પાળનાર
ઓજે=ફોકટ; નકામી.
છાવણી=લશ્કરનો પડાવ
નિરાધાર=(નિર્+આધાર) આધાર વગરનું.
ભયભીત=(ભય+ભીત=બીધેલા)ભયથી બીધેલા.
ગમગીન=દીલગીર
વૃત્તિ=વલણ
ઇનસાન=આદમી; માણુસ
આલીશાં=ઘણું મોટું.
જર્જર=છેકજ જુનું; ખખળી ગએલું
જીર્ણોદ્ધાર=(જીર્ણ=જુનું+ઉદ્ધાર=સારી સ્થિતિ) જુનું હોય તેને સમરાવવું તે
કાબેલ=હોશિઆર; માહિતગાર
બાહોશ=ચાલાક
સાંકળામનનો=બખિલ
રોમેરોમ=રૂંવેરૂંવાં
પાયમાલ=ખરાબ હાલતનાં
નિષ્ફળ=ફળ વગરનાં; ફોકટ; નકામા
જજીઆનો કર=માથા દીઠનો વેરો
નામની=ઉપલક; કહેવા માત્રની
સંધિ=સલાહ
તખ્ત=ગાદી; રાજ્ય
સ્વતંત્રતા=આપ અખત્યારી
કાવતરૂં=દગો; પ્રપંચ
શિરચ્છેદ=(શિર=માથું+છેદ=કાપવું) માથું કાપવું તે
સર=તાબે
વ્યર્થ=ફોકટ; નકામી
અલોપ=જતાં રહેવું
ઐક્ય=સંપ
ઝનુન=જુસ્સો
ચોથ=ખંડિયા રાજા પાસેથી તેની ઉપજનો ચોથો ભાગ લેવા તે; ચોથાઇ

## પાઠ ૫૭ મો.

કળા=તેજ; આબાદી
ફતેહમંદ=જીતવાળી
યશસ્વી=કીર્તિમંત; જશવાળી;
ઉઘરાત=ઉઘરાવવું તે; વસુલાત
મરણીઆ=મરવાની બીક વગરના
સુરક્ષિત=સારી રીતે રક્ષણ કરેલા
કટ્ટો=ખારીસો; જબરો;
વિગ્રહ=લડાઇ; જુદ્ધ
નિરંતર=(નિર્+અંતર) હંમેશાં
દરમિઆન=વચલા વખતમાં
વ્યવસ્થા=ગોઠવણ
આબાદ=સુખી
કારકિર્દી=અમલ
વિસ્તાર=ફેલાવો
જમાવટ=ફેલાવો
સફળ=સાર્થક
પગપેસારો=દાખલ થવું તે
અણબનાવ=તકરાર
ઘરફૂટવાનો=માંહો માંહે લડાઈ થવાનો
સમય સૂચકતા=વખત વિચારી ચાલવાનો ગુણ
પ્રસંગોપાત=વખતો વખત
જહોજલાલી=આબાદી
અનુપમ=(અન+ઉપમ)=જેની સરખામણી ન થાય એવી
સમૃદ્ધિ=દોલત
આણ=દુવાઇ; હુકમ
અંધાધુંધી=ગેરબંદોબસ્ત; અવ્યવસ્થ
પ્રવર્તાવનાર=ફેલાવનાર
ડોલાવી=કમજોર કરી
અભિષેક=ગાદીએ બેસનાર નવા રાજા ઉપર પાણી, દૂધ વગેરેના જે ધારા કરવી તે
ઇરાદો=વિચાર
છત્ર=છાજ
અલંકાર=ઘરેણાં

## પાઠ ૫૮ મો.

કલાઇવ=ઇસ્ટ ઇંડિઆ કંપની તરફનો અંગ્રેજી સરદાર અને પહેલો ગવર્નર
પ્લાસી=બંગાળામાં એક શહેર છે. (એનું મૂળનામ પલાશી હતું કારણ કે એ ઠેકાણે અકબરના વખતમાં પલાશ=ખાખરનું વન હતું)
હયાત=જીવતો
સંભવ=આશા
કોઠી=વખાર; જથાબંધ માલ ભરવાનું ઠેકાણું
વિષ=ઝેર
કારાગ્રહ=કેદખાનું
નૌકાધિપતિ=દરીઆઇ લસ્કરનો સેનાપતિ

સમર્થ=જોરાવર
સુલેહ=સલાહ
હલ્લો=હુમલો
ઘડો=પુખ્ત વિચાર
જલદ=તીખો, ગુસ્સાવાળો
આવેશ=જુસ્સો, ઝનુન
સલામતી=આબાદાની
કાસળ=જડમૂળ
પરિચય=સહવાસ; ઓળખાણ
તરકટ=કાવતરૂં
દસ્તાવેજ=લેખ
કૂચ=મુકામ ઉઠાવી આગળ ચાલવું તે
ભેટો=મેળાપ
વફાદાર=નિમક હલાલ; રાજભક્ત
ધસારો=હલ્લો; ચઢાઇ
પાંખ=બાજુ
મોરચો=લશ્કરના જે ભાગમાં તોપ ગોઠવેલી હોય તે જગો
પાટનગર=રાજધાનીનું શહેર
ફરમાન=હુકમ

## પાઠ ૫૮ મો.

કૌંસિલ=કારભારી મંડળ
જામીન=ખુલાસો આપનાર
રેસિડંટ=મોટા દેશી સંસ્થાન પર દેખરેખ રાખનાર અમલદાર
આડત્યા=મારફતીઆ; એજંટ

પરવાનો=રજા. ચિઠ્ઠી; પાસ; સનંદ.
સોસવું=વેઠવું; ખમવું.
સમાધાન=નિવેડો, તોડ
પરાભવ=હાર
ઉઘાડો સ્વાર્થ=ખુલ્લી મતલબ
નિર્મૂળ=(નિર્+મૂળ)=બંધ; સમાપ્ત.
વેરાગી=વેષધારી રખડતા સાધુ
ચાંચીઆ=દરીઆઇ લુટારા
ઇલકાબ=પદવી, ખિતાબ
જનરલ=મોટા
દુરંદેશીપણું=દીર્ઘ દ્દષ્ટી; લાંબો વિચાર
તહ=સલાહનો ઠરાવ
વિઘ્ન=હરકત
ફાટફૂટ=કુસંપ
ડોલમડોલ=કમજોર
મસલત=છુપો વિચાર
વાલી=રક્ષક; હિમાયતી
ચીરીને=ઓળંગીને
નામોશી=કલંક
ખુશકી=જમીનનો
જબરદસ્તી=જોર જુલમ
ગંભીર=મોટા
આરોપ=દોષ
રૂબરૂ=સનમુખ; સામે
મુલ્કી=
સદર દિવાની કોરટ=હાઇકોરટ

અદાલત=કચેરી, કોરટો
પાઠશાળા=ઉંચું જ્ઞાન આપનારી શાળા
ઉત્તેજન=આસરો, મદદ
જમાવટ=ફેલાવો

## પાઠ ૧૦ મો.

આંગળ પાડેલો=આગેવાન કરેલો
ઉરફે=અથવા
લગામ=સત્તા
ધુસરા=બોજા
પ્રતિષ્ઠા=આબરૂ
સન્નિધિ=મસલત
સગર્ભા=દહાડા વાળી
પ્રતિષ્ઠિત=માન પામેલા
મંત્રિ=સલાહ આપનાર
દૃઢ=કાયમ, અચળ
અસાધારણ=ઘણીજ
ઉદ્ધાર=તારણ; ઉંચી સ્થિતિ
કુમક=મદદ
ભરમાવે=ભોળવે; ખોટું સમજાવે
નાબુદ=નાશ
સનંદ=પરવાનો
સમારંભ=મોટાં કામની ઠાઠ માઠથી કરેલી શરૂઆત
દબદબો=દમામ; ધામ ધૂમ
ગર્વ=અહંકાર
ખિલ્લત=ભેટ; સરપાવ
દર્શાવવું=દેખાડવું
નજર=નજરાણું; ભેટ
આભૂષણ=કીંમતી ઘરેણાં
કલમદાન=કલમ રાખવાનું ઘર કે ખોખું
સામ્રાજ્ય=મોટું રાજ્ય
શ્રીમંત=ધનાઢ્ય; મોટો માણસ કે રાજા
સિધાવી=માન સાથે પધારી
વંશ પરંપરા=એકજ કુળમાં ઉતરી આવેલા
પ્રતિનિધિ=બીજાને બદલે કામ કરવા નિમાયલો માણસ; એજંટ
પોશાક=પહેરવાનાં સારાં લુગડાં
ઇનાયત કર્યાં=ભેટ કર્યાં
પૂર્વજો(પૂર્વ=પહેલાં+જ=જન્મેલાં) પહેલાં જન્મેલાં તે; ઘરડાં વડેરાં
પદવી=દરજ્જો
સ્મરણ આપવું=યાદ કરવું
પગરખાં=(રખાં એ રક્ષક ઉપરથી) પગનું રક્ષણ કરનાર; જોડા
કારકિર્દી=જ્યાં સુધી કારભાર ટકે ત્યાં સુધીનો વખત. અમલ.
ટીકા કરવી=ગુણ દોષ દેખાડવા તે
નજીવી=(ન+જીવ+ઇ) જીવ વગરની; હલકી
પતરાજી=શેખી; બડાઇ

નામોશી=હીણપત; શરમ
અધમ=નબળી
અફસોસ=પસ્તાવો
જાગીર=રાજ્યના અંગની કોઇ મોટી સેવા બજાવ્યા બદલ રાજા તરફથી જે જમીન ગામ કે વર્ષાસન મળે તે
દૂરંદેશી પણું=લાંબી નજર કે વિચાર કરવાની શક્તિ
ઢીલી=ઢાલી; નરમ પડી
ધોકો=હરકત; નુકસાન
તહ=સલાહનો ઠરાવ
રાજ્યદ્વારી=રાજ્ય કારભારી
ગણના=ગણતરી

### પાઠ ૬૧ મો.

પલટણ=લશ્કરની ટૂકડી
અસાધારણ=સાધારણ નહિ તે; ઉંચા પ્રકારની
નામના=આબરૂ; કીર્તિ
ખટપટ=જંજાળ; તકરાર
વિગ્રહ=લડાઈ
અલગ=અળગું; આઘું.
રૂચ્યું=ગમ્યું
વિષ્ટિ=સલાહનું કહેણ
ઝઝુમતાં=વિંટલાઈ વળતાં
કવાયતી=કવાયત-ડ્રીલથી કેળવા એલું
પાયદળ=પગે ચાલનારૂં લશ્કર
રસાલો=ઘોડે સ્વાર પલટણ
મહા સમર્થ=ઘણો જબરો
યોજના=ગોઠવણ
કુશળ=હોશિઆર
ઉદારતા=સખીપણું; મોટું મન રાખવું તે
અસંખ્ય=જેની સંખ્યા નહિ એટલાં; ઘણાજ
જળાશયો=પાણીનાં સ્થળો
લાગણી=ઇચ્છા
પ્રબળ=જોરાવર
તત્પર=તૈયાર
જીગર=દિલ
બરબાદ=નકામો; પાયમાલ
બહેતર=કલ્યાણ; ભલું
નામાંકિત=નામીચા
ખિતાબ=ઇલકાબ;માન
સૂઝ=નજર

### પાઠ ૬૨ મો.

કટ્ટો=આકરો; ખારીલો
સંધિ=સલાહ
અંધાધુંધી=અંધેર; અવ્યવસ્થા
સ્વીકારવા=કબૂલ કરવા
જુમે=જોખમ; જવાબદારી
ગુપ્તમસલત=છુપા વિચાર
દહાડો વળવો=ઊંચી સ્થિતિ થવી તે

આગ્રહ=અતિશય કહેવું તે. કાલાવાલા
ઉત્તેજન=ઉશ્કેરણી; પુષ્ટી
વ્યર્થ=ફોકટ; નકામું
મુલાકાત=મેળાપ
રાહ=વાટ
વિભ્રમ=તરેહવાર; ગભરામણ વાળી
તત્ક્ષણ=તરતજ, તેજ વખત
ઉદ્ધત=બે અદબ; વિવેક વગરનો
પેન્શન=નોકરીપરથી છુટા થયા પછી ગુજરાનને માટે નાણું આપ્યા કરવું તે
નજરકેદ=બેડી વગેરેનું બંધન નહિ પણ મુકરર કરેલી જગાએથી ખસાય નહિ તેવી રીતની કેદ

## પાઠ ૬૩ મો.

મહંત=મોટો પુરૂષ; મહાત્મા
શિષ્ય=ચેલા
દરવેશ=મુસાફર ફકીર
વચનામૃત=વચન વાણી રૂપી અમૃત; બોધના શબ્દો
પ્રતિષ્ઠા=સ્થાપના
નિયમિત (નિયમ+ઈત) નિયમ વાળા; નિમેલા
માંસાહારી(માંસ+આહાર=ખોરાક+ઈ) માંસ ખાનાર
મંડાણ=પાયો
ઐક્ય=એકતા; સંપ
વૃત્તિ=વલણ
શિરચ્છેદ=(શિર=માથું+છેદ=છિદ્ ધાતુ કાપવું)=માથું કાપવું તે
દૃઢતા=અડગ પણું
ગુરૂમંત્ર=કામપાર પાડવાને કરેલા યુક્તિ વાળા વિચાર
ઉપરવાસના=ઉપલાણાના
અજીત=જીતાય નહિ એવો
જેર કરવું=તાબે કરવું
વર્તાવી=ફેલાવી
પાંખ=પક્ષ; આશ્રય
નિર્ભય=(નિર્+ભય) બીક વગરનું
અભિપ્રાય=વિચાર; તર્ક
પ્રત્યક્ષ=(પ્રતિ=સામે+અક્ષ=આંખ) આંખની સામે: નજરો નજર.
બેવફા (ફા.) (બે=વિના+વફા=ભલું ચહાવું)=ભલું નહિ ચહાનાર
કેર=જુલમ
રણક્ષેત્ર=લડાઇનું મેદાન
પીઠો=પીઠ; પુઠ

## પાઠ ૬૪ મો.

ઘોર=ભયંકર
અંકાએલી=નિશાન થએલી ઓળખાએલી.
કસોટી=પરીક્ષા
ખાલસા કરવું=જે જમીન કે ગામની પેદાશ વસુલના લેનાર મા-

તિરસ્કારે થવું તે.
અસંતોષ=ખોરજ નહિ તે.
અત્રે=અહીં
ભથ્થુ=ભાથું, મુસાફરી ખરચનું પગાર ઉપરાંત મળતું નાણું.
પ્રકોપ=ગુસ્સો.
ચેપ=અસર; લાગણી.
સિમાડો=સરહદ
તખ્તનશીન=ગાદીએ બેસાડવું તે.
સમય સૂચકતા=જેવો વખત હોય તે પ્રમાણે ચાલવાની બુદ્ધિ.
ઓથ=છાયો. આધાર.
સરંજામ=સામાન.
પગરવ=પગલાંનો અવાજ (રવ=અવાજ)
સીડી=નિસરણી.
મોખરો=આગળનો ભાગ
ડોળી=ઘાયલ માણસને ઉંચકી લઇ જવાની ઝુલતી માચી.
જંગ=ભારે લડાઇ.
પ્રાણ ત્યાગ કરવો=જીવ જવો તે; મરી જવું.
અબળા ( અ+બળ+આ=નારી જાતીનો પ્રત્યય )=જોર વગરની; સ્ત્રી

## પાઠ ૬૫ મો.

દત્તક=દીકરા વગરના માણસે બીજાના દીકરાને લઇ પોતાનો વારસ ઠરાવવો તે.
સુરક્ષિત=( સુ+રક્ષ+ઇત ) સારી રીતે બચાવ કરેલો
વૃદ્ધિ=વધારો
સુગમતા=સગવડ; સહેલાઇ
સમગ્ર=સામટો; એકંદર
તગાવી=ખેડુત પાસે ખેતી કરવાનું સાધન ન હોવાથી સરકારે તેની પાસે ખત લખાવી લઇ જે નાણું અથવા સાધન આગળથી ધીરેલું તે.
દુબળાં=બળ વગરનાં; દુકાળીઆં. ( સંસ્કૃત દુર્બળ ઉપરથી )
દાઇ=જણાવનારી સ્ત્રી, સોય્યાણી
સ્કોલરશિપ=વિદ્યાર્થીને નાણાંની મદદ આપવી તે
વરિષ્ટ કોંસિલ=કાયદા બાંધનારી સૌથી વડી મંડળી.
ભરતીથવી=વધારો થવો
સાહિત્ય=સાધન; સામગ્રી
ફિલસુફી=તત્વજ્ઞાન; હરકોઇ વિષયના ધર્મ શોધવા સંબંધીનું જ્ઞાન.
અગ્રણી=આગેવાન.

## પાઠ ૬૬ મો.

દૈનિકગતિ=દરરોજની ગતિ; પૃથ્વી પોતાની ધરી ઉપર દરરોજ પશ્ચિમથી પૂર્વભણી ફરે છે તે ગતિ;

વાર્ષિકગતિ=વરસ દિવસની ગતિ; પૃથ્વી આખા વરસમાં સૂર્યની આસપાસ લંબગોળ માર્ગમાં ફરે છે તે ગતિ.

ધરી=આંક; આંસ; અક્ષ. પૃથ્વીની ઉત્તરના મધ્ય બિંદુથી તે દક્ષિણના મધ્ય બિંદુ સુધી આરપાર એક સળીઓ દાખલ થએલો માની લીધોછે તે. એનાપર (એની) આસપાસ પૃથ્વી દૈનિક ગતિ કરે છે.

વાંકાશ=વાંક; વાંકાઇ; વાંકાપણું

સમાંતરપણું=બધી તરફથી સરખું છેટું રહેવું તે ( સમ+અંતર )

ભિન્નભિન્ન=જુદી જુદી

વિવેચન=સં ( વિ=વિશેષે કરીને+વિચ્=છૂટું પડવું+અન=ક્રિયાનો પ્રત્યયછે) વિશેષે કરીને ગુણદોષ જુદા પાડી બતાવવા તે; પુરે પુરૂં વર્ણન.

ધ્રુવ=ધરીના છેડા; ઉત્તર છેડાને ઉત્તર ધ્રુવ ને દક્ષિણ છેડાને દક્ષિણ ધ્રુવ કહે છે.

વિષુવવૃત્ત=પૃથ્વીના ગોળા ઉપર બરોબર મધ્ય ભાગે કલ્પેલી જે ફરતી લીટી તે. એ લીટી પૂર્વથી પશ્ચિમ અખંડ વર્તુલાકાર છે અને તેનાથી પૃથ્વીના ગોળાના ઉત્તર અને દક્ષિણ એવા બે ગોળાર્દ્ધ પડે છે

ક્ષિતિજ=કલ્પેલી લીટી-એ લીટી પૃથ્વીના ઉપલો અને નીચલો એવા બે ગોળાર્દ્ધ કરે છે અને તેથી જે દેખાતાં આકાશને ન દેખાતાંઆકાશથી જુદું પાડે છે તે. ( ક્ષિતિજ બે જાતના છે દૃષ્ટિ ગોચર અને વાસ્તવિક. ઉપર તો જે વ્યાખ્યા આપી તે દૃષ્ટિ ગોચરની છે અને વાસ્તવિક ક્ષિતિજથીતો પૃથ્વીના બે સરખા ભાગ પડે છે અને જે જોઈ શકતા નથી )

અક્ષાંશ=પૃથ્વીના પૃષ્ટ ઉપર ઉત્તર દક્ષિણ-ધ્રુવથી મધ્ય ભાગે પૂર્વ પશ્ચિમ દોરેલા ગોળથી ઉત્તર અથવા દક્ષણિ દિશાએ હરકોઈ જગ્યાનું જે અંતર તે; વિષુવવૃત થી કોઇ જગ્યાનું ઉત્તર અથવા દક્ષિણ તરફનું છેટું.

(વિષુવવૃત્તથીઉત્તરે અને દક્ષિણે સમાન અંતરે જે નાનાં વર્તુલો દોરેલા છે. તેને અક્ષાંશ વૃત્તો કહે છે )

રેખાંશ=પૃથ્વીના ગોળા ઉપર એક મુકરર કરેલાં સ્થળથી બીજા કોઇ પણ સ્થળનુ પૂર્વે અથવા પશ્ચિમે જે અંતર તે. ( એવા મુકરર કરેલા સ્થળથી

પૂર્વ પશ્ચિમ સમાન અંતરે જે ઉભાં દક્ષિણથી ઉત્તર સુધીનાં વર્તુલો દોરેલાં છે તેને રેખાંશવૃત્તો કહે છે )

સંજ્ઞા=નામ; નિશાની:

કીરણ=પ્રકાશની લીટી

તીરકસ=વાંકું

પૃષ્ઠ=ઉપલી સપાટી

આકરાં=વધારે ગરમ થયેલાં.

અનુભવ=વારે વારે જોવાથી જે જ્ઞાન થાય છે તે.

નીહાળવું=ધારી ધારીને જોવું.

લક્ષ=ધ્યાન; નજર

કોમળ=કુમળું; નરમ; ઓછું ગરમ

અનુમાન=અટકળ;

ગોળાર્દ્ધ ( સં ) અડધો ગોળ ( ગોળ+અર્ધ=અડધું )

ક્રાંતિવૃત્ત=સૂર્યની દેખાઇતી ગતિનો લંબગોળ માર્ગ; આકાશમાં જે માર્ગે સૂર્ય દરરોજ ફરતો દેખાય છે તે માર્ગ.

સંપાતબિંદુ=અયન બિંદુ; ( એ બે છે, મેષને તુલા. ક્રાંતિવૃત્ત વિષુવવૃતને જે બે ઠેકાણે છેદે છે તે બે છેદન બિંદુઓ.

પર્યંત ( સં ) ( પરિ=સુધી+અંત=છેડો ) છેડા સુધી; સુધી.

કર્કવૃત્ત=વિષુવવૃતથી ઉતરે ૨૩½ અંશને અંતરે જે વર્તુલ દોરેલું છે તે.

મકરવૃત્ત=વિષુવવૃત્તથી દક્ષિણે ૨૩½ અંશને અંતરે જે વર્તુલ દોરેલું છે તે.

અંશ=ગોળાનો ૩૬૦ મો ભાગ.

( પૃથ્વીના પરીઘના એક અંશની લંબાઇ ૬૯$\frac{1}{10}$ મૈલ થાય છે

સમુળગાં=તદન; બીલકુલ.

ધ્રુવવૃત્ત=દરેક ધ્રુવ બિંદુથી ૨૩½ અંશને અંતરે જે વૃત્તો દોરેલાં છે તે. ઉત્તર તરફનાને ઉત્તર ધ્રુવ ને દક્ષિણ તરફનાને દક્ષિણ ધ્રુવવૃત્ત કહે છે

કટીબંધ ( સ ) પૃથ્વીની સપાટીનું હવા માન જાણવાને તેના પાંચ ભાગ પાડેલા છે તેમાંનો એકકો ભાગ ( કટી=કેડ+બંધ=બંધન; પટો ) પાંચ કટિ

**બંધની સમજણ નીચેપ્રમાણે**

૧ ઉષ્ણ કટિબંધ=કર્ક અને મકર વૃત્તની વચ્ચેનો ૪૭ અંશનો પટો. એટલા ભાગમાં તાપ વિશેષ પડેછે.

૨-૩ સમશીતોષ્ણ=તે બે છે ઉત્તર સમશીતોષ્ણ અને દક્ષિણ

સમશિતોષ્ણુ કટિબંધ; કર્ક વૃત્ત અને ઉત્તર ધ્રુવવૃ-તની વચ્ચેનો૪૩ અંશનો પટો તે ઉત્તર સમશિતોષ્ણુ કટિબંધ; અને મકર વૃત્ત અને દક્ષિણ ધ્રુવ વૃત્તની વચ્ચેનો ૪૩ અંશનો પટો તે દક્ષિણ સમશિતોષ્ણુ કટિ બંધ કહેવાય છે (સમ=બરાબર+શીત=ટાઢ+ઉષ્ણ=ગરમી; તાપ)

૪-૫-શિત કટિબંધ; એ પણુ બે છે ઉત્તર ધ્રુવ બિંદુથી ઉત્તર ધ્રુવ વૃત્ત સુધીનો જે ૨૩½ અંશનો પટો તે ઉત્તર શિત કટિબંધ; અને દક્ષિણ ધ્રુવ બિંદુથી દક્ષિણ ધ્રુવ વૃત્ત સુધીનો જે ૨૩½ અંશનો પટો તે દક્ષિણ ધ્રુવ વૃત્ત કહેવાય છે; એ ભાગોમાં ટાઢ વધારે પડે છે.

સ્વાભાવિક (સં) કુદરતી; પોતાની મેળે થએલું (સ્વ=પોતે+ભાવ એમાં ભૂ ધાતુ-થવું;હોવું+ઇક=વાળુ)

અર્થાત્=મતલબકે

હવામાન=કોઈ પણ સ્થળ પર ગરમી સુકો અને ભેજવાળો વાયુ, વાયુની ગતિ અને દિશા, વરસાદ વગેરે બાબતોથી જે અસર થાય છે તે.

પ્રત્યેક (સં)=દરેક (પ્રતિ+એક)

**સવાલ**—પૃથ્વીને કેટલી ગતિ છે? દૈનિક અને વાર્ષિક ગતિથી શું અસર થાય છે? પૃથ્વીની ધરી, ઉત્તર અને દક્ષિણ ધ્રુવ, વિષવવૃત્ત, ક્ષિતિજ, અક્ષાંશ, અને રેખાંશની વ્યાખ્યા આપી સમજાવો. કટિબંધ કેટલા છે અને તે કયા કયા? વિષુવવૃત્તથી જેમ જેમ ઉત્તરે અને દક્ષિણે જઇએ તેમ તેમ હવામાનમાં શો ફેરફાર થાય છે? હવામાન એટલે શું તે સમજાવો.

## પાઠ ૬૭ મો.

ઉષ્ણુતામાન (સં) ગરમીનું માપ

વૃત્ત=વર્તુળાકાર લીટી

સમોષ્ણુતાવૃત્ત (સં) પૃથ્વીના ગોળા પરનાં જે સ્થળોનું ગરમીનું માપ સરેરાસ સરખું હોય તેમને નકશામાં જોડી દીધાથી જે બણી-

લીટીઓ બતાવેલી હોય છે તે. (સમ+ઉષ્ણુ+તા+વૃત્ત)
કેવળ=તદ્દન; બીલકુલ
ખીણ=બે પહાડ વચ્ચેની નીચી જગ્યા. ગલી
વિસ્તારીને=લંબાવીને, વિગતવાર વર્ણન કરીને
ઉષ્ણુતા માપક યંત્ર (સં) ગરમી માપવાનું યંત્ર; થર્મોમિટર. એ ત્રણ જાતના છે ૧) સેંટિગ્રેડ એમાં ઠાર અને ઉકાળ બિંદુ વચ્ચે ૧૦૦ અંશનું માપ હોય છે, ૨) ફારન હાઈટમાં ૩૨થી ૨૧૨ સુધી એટલે ૧૮૦ અંશનું માપ હોય છે, ૩) રોમરમાં. થી ૮૦ સુધી એટલે ૮૦ અંશનું માપ હોય છે.
નિરંતર (સં) હંમેશાં (નિઃ=નહિ+ અંતરઃ=છેડું)
મોનસૂન=મોસમ
સુકોપવન=ભેજ વગરનો પવન
ઉદાહરણ=દાખલો; દ્રષ્ટાંત
સમધાત (સં) ઘણી ગરમી તેમજ ઘણી ઠંડી નહિ તેવું
ક્ષેત્રફળ=ચોરસ માપ, ક્ષેત્રનો વિસ્તાર
અસમાન=સરખું નહિ તે (અ+ સમાન=સરખું; બરાબર)
સ્થિર=કાયમ
સરાસરી=સરેરાસ; સરખે ભાગે જે વહેંચણી કરેલી તે
રેખા=લીટી (સં રેખા ઉપરથી)

**સવાલ**—હરકોઇ સ્થળના હવામાનમાં કયા કયા કારણોથી ફેરફાર થાય છે અને શો ફેરફાર થાય છે તે સમજાવો. પૃથ્વી પરના હર કોઇ એકજ અક્ષાંશપરનાં બે સ્થળનું હવામાન શા માટે સરખું હોતું નથી તે દાખલો આપી સમજાવો. પૃથ્વીની સપાટીથી જેમ ઉંચે જઇએ, તેમ ઉષ્ણુતામાનમાં શો ફેરફાર થાય છે? આપણા દેશમાં મોનસૂન પવન કયારે વાય છે? અને તેથી શી અ-સર થાય છે? સમુદ્રની પાડોશનાં અને દૂરનાં એકજ અક્ષાંશ પરના સ્થળોની હવામાં શો ફેર હોય છે અને એવો ફેર હોવાનું કારણ શું? ગુજરાત કાઠિઆવાડના કાંઠાના પ્રદેશમાં અને મધ્ય હિંદુસ્તાનના હવામાનનો ભેદ અને તેનું કારણ સ્પષ્ટ સમજાવો.

ઉત્તર ગોળાર્દ્ધ કરતાં દક્ષિણ ગોળાર્દ્ધમાંનું હવામાન વધારે સ્થિર-આ કારણથી છે ? સમોષ્ણતાવૃત્ત એટલે શું તે સમજાવો. સમોષ્ણતા વૃત્તો પહેલ વહેલા કોણે ઠરાવ્યાં ? સમોષ્ણતાવૃત્તો કયાંના સ્થિર હોઇ શકે અને વાંકાંચુંકા કયાંના હોઇ શકે તે કારણ સાથે કહો?

## પાઠ ૬૮ મો.

ભરતી=દરીઆમાં અથવા તેને લગતી નદી ખાડીમાં છ છ કલાકને અંતરે જે પાણી વધે છે તે.

ઓટ=પાણીનું ઉતરી જવું તે.

નિયમિત=(સં) નિયમ પ્રમાણે હોય તેવું ( નિયમ+ઇત=વાળું )

ચમત્કાર=નવાઇ પમાડે એવો દેખાવ

અવસ્ય=ખાસ કરીને; નક્કી

શિરોબિંદુ=ટોચનો–મથાળાનો મધ્ય ભાગ. ( શિરઃ=માથું )

ગૂઢ=ઉંડો; ન સમજાય તેવો. ( સં=ગૂઘ ઉપરથી. )

સભર=પુરે પુરૂં ભરેલું

નિખાર=પાણીનું ઘણામાં ઘણું જે ઉતરી જવું તે.

ઉધાન=પુનેમે અને અમાસે અથવા એતિથિની આજુ બાજુના દિવસોએ જે સૌથી મોટી ભરતી આવે છે તે,

જુવાળ=ભરતી; પાણીનું ચઢવું

અરસો=વખત, અવસર ( આરબી અરસહ ઉપરથી )

સિદ્ધાંત=નિશ્ચય

આકર્ષણ (સં) ખેંચવાની શક્તિ ( આ=હદને અર્થે+કૃષ્ ધાતુ=ખેંચવું+અન=ક્રિયા બતાવનાર પ્રત્યય )=હદ મુજબનું ખેંચાણ કરવાનો ગુણ.

ગુરૂત્વાકર્ષણ=જે ધર્મથી સર્વ વસ્તુ જમીનપર પડે છે તે ગુણ ( ગુરૂ=ભારે, મોટા+ત્વ=પણું ) પદાર્થમાં ભારે પણું–વજન–હોવાને લીધે તેનું ખેંચાણ જમીન ભણી થવાનો ગુણ.

ખગોળ વેત્તા (સં)=આકાશી ગોળા સમ્બન્ધીની વિદ્યાને જાણનાર (ખ=આકાશ; વેત્તા એમાં વિદ્ ધાતુ=જાણવું )

ગ્રહ=આકાશમાં સુરજની આસ પાસ ફરતા, તારા જેવા પણ તેનાથી વધારે ને સ્થિર ચળકતા દેખાતા ગોળાઓ એ નવ છે. રવિ, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહુ ને કેતુ

ઉપગ્રહ=(સં) ચંદ્ર; એ ગ્રહની આસ પાસ ફરે છે (ઉપ=નાનો+ગ્રહ)
સન્મુખ=મ્હોંની સામે. (સં) (સમ+મુખ)
ઘન=નક્કર, કઠણ.
પરમાણુ=ઝીણામાં ઝીણો ભાગ; રજ કણ (પરમાણુથી ઝીણો ભાગ હોઈ શકેજ નહિ)
પડખું=પાસું; બાજુ
પૂર્ણિમા=પૂનમ; (પૂર્ણમાસી. ઉપરથી પૂર્ણ=પુરૂં+માસ=મહિનો, ચંદ્ર+ઈ=વાળી=એ દિવસે ચંદ્ર પુરે પુરો ઉગે છે અથવા હિંદુસ્તાનના કેટલાક ભાગમાં એ દિવસે મહિનો પુરો થયો એમ એટલે કે મહિનાની છેલ્લી તિથિ ગણાય છે. અને પૂનમે પુરા થતાં મહિનાને પૂનમીઓ મહિનો કહે છે. તે ઉપરથી)
અમાવાસ્યા=અમાસ; વદ પખવાડીઆનો છેલ્લો દહાડો, (એ દિવસે સૂર્ય અને ચંદ્ર સાથે વસે છે એટલે કે તેમનું પૂર્વ પશ્ચિમ અંતર બિલકુલ રહેતું નથી તે ઉપરથી)
શુકલ પક્ષ (સં) સુદ પખવાડીઉં (શુકલ=સફેદ+પક્ષ=પખવાડીઉં) ચંદ્રની ચંદનીના ઉગવાથી અજવાળીઉં પણ કહેવાય છે
કૃષ્ણ પક્ષ=(સં) વદ પખવાડીઉ; અંધારીઉં (કૃષ્ણ=કાળું)
કક્ષા=ગ્રહ અને ઉપ ગ્રહનો ફરવાનો માર્ગ બતાવનાર વર્તુળાકાર લીટી
બહુધા=ઘણું કરીને
અર્થાત=એ કારણ સર; ખરેખરી રીતે,
ભ્રમણ=ભમવું-ફરવું તે.

**સવાલો**—ભરતી ઓટનો સમય જાણ્યાથી કોને કોને શો ફાયદો છે ? સભર અને નિખાર તથા ઉધાન અને ખાટનું પાણી તે શું તે સમજાવો. ભરતી ઓટ કયા કારણથી થાય છે ? ખગોળ વેત્તાએ એ શાથી શોધી કાઢયું છે તે વિસ્તારથી સમજાવો. જે વખતે અમુક જગ્યાએ ભરતી આવે છે તેજ વખતે પૃથ્વીના ગોળાના તે ભાગની નીચેના ભાગપર એટલે સામી બાજુએ પણ

ભરતી થાય છે તેનું કારણ શું ? મોટા અને નાના જુવાળ ક્યારે ક્યારે આવે છે અને તેમ થવાનું કારણ શું ? ભરતી ઓટથી સમુદ્રના પાણી પર શી અસર થાય છે અને જે અસર થતી હોય તેનાથી શા ફાયદા છે ?

### પાઠ ૬૮ મો.

ગ્રહણ=(સં) પૃથ્વીની છાયા ચંદ્ર ઉપર અને ચંદ્રની છાયા પૃથ્વી ઉપર પડવાથી ચંદ્રસૂર્યના બિમ્બનો જેટલો ભાગ પ્રકાશ આપતો બંધ પડે છે તે
( ગ્રહ=પકડવું+અન=ક્રિયા વાચક પ્રત્યય )=એકના પડછાયામાં બીજાની પકડાઇ જવાની ક્રિયા થવી તે.
આરાધન=પૂજા; સ્તુતિ.
સાંપ્રત=હમણાનો; ચાલતો.
રાહુ અને કેતુ=ગ્રહોનાં નામ છે.
તમોરૂપ=નાશ કરવાની શક્તિ વાળા; અંધકારનાગુણવાળા
( તમ=માયાના ત્રણ ગુણમાંનો ત્રીજો ગુણ છે. )
ગ્રાસ=કોળિયો; ગ્રહણની સૂર્ય ચંદ્રના બિમ્બનો જેટલો ભાગ ઘેરાએલો હોયતે
અપારદર્શક=(સં) જેની આરપાર ન દેખાય તેવું
( અ=નહિ+પાર=બીજી બાજુ+દૃશ ધાતુ=જોવું+અક=કરનાર )
શંકા=શક; વહેમ
ક્રમ=અનુક્રમ; એક પછી એક વારા ફરતી આવવું તે.
કેંદ્ર=મધ્ય બિન્દુ;
વ્યાસ=મધ્ય બિંદુમાંથી બંને તરફ પરિધ સુધી પહોંચેલી લીટી
ખગ્રાસ=દેખાતા બિમ્બનું પુરેપુરૂં ઘેરાવું તે.
ખંડિત=ખાંડું થએલું; દેખાતા બિમ્બનું અપૂર્ણ(થોડા ભાગનું)ઘેરાવુંતે.
કંકણાકાર=કંકણનો આકાર; દેખાતા બિમ્બનો મધ્ય ભાગ ઘેરાઇને આસ પાસ પ્રકાશનું કંકણ પડેલુ હોય તે.
બિંબ=આકાશમાં સૂર્ય ચંદ્ર વગેરે જે ગોળાકાર દેખાય છે તે પુરે પુરૂં મૂળ રૂપ.

**સવાલો**–અજ્ઞાન લોકો ગ્રહણ વિષે શું માનેછે?ચાંદ્ર માસ કેવી રીતે ગણાય છે.? સૂર્ય અને ચંદ્ર ગ્રહણ કયારે અને શા માટે થાય છે તે સમજાવો. દરેક પુનેમ અને અમાસે ચંદ્ર અને સૂર્ય ગ્રહણ શા માટે થતાં નથી? દર વર્ષે ગ્રહણો પાછલા વરસના અનુક્રમે કેમ થતા નથી અને કેટલે વર્ષે પાછા ફરીને પાછલા વર્ષોના અનુક્રમે ગ્રહણો થાય છે? સૂર્ય અને ચંદ્ર ગ્રહણો કેટ કેટલાં પ્રકારનાં છે? અને દરેક પ્રકારનાં ગ્રહણો કેવા સંજોગથી થાય છે તે સમજાવો.

ચંદ્રનું કંકણાકાર ગ્રહણ કેમ થતું નથી? સૂર્ય અને ચંદ્રના ગ્રહણો અનુક્રમે તેમના બિંબની કઇ તરફથી લાગવા માંડે છે અને કઈ તરફથી મુકાઇ રહે છે? ચંદ્રના ગ્રહણ પરથી શું સિદ્ધ થાય છે ?

## પાઠ ૭૦ મો.

જ્વાળામુખી=(સં) જેના શિખરમાંથી ધુમાડા બળતાં, બળેલા પદાર્થ નિકળતા હોય તેવો પર્વત. ( જ્વાળા=બળતું+મુખ=મોઢું+ઇ =વાળો ) બળતા મોઢા વાળો પર્વત

ધરતીકંપ=ધરતીનું હાલવું ( એ થતાં પહેલાં હવામાં અથવા ધરતીની નીચે અવાજ થાય છે) ( ધરતી+કંપ=કાંપવું, ધ્રુજવું )

દ્રવરૂપ=સજેવી; ઝરણ જેવું.

કેડે=પછી

પૃષ્ટ=પડ; ઉપલી સપાટી

ઘન=નક્કર; કઠણ.

ભૂકંપ (સં)=( ભૂ=ધરતી+કંપ ) ધરતી કંપ

પર્વતાદિ=પર્વત વગેરે ( આદિ= વગેરે )

ચમત્કાર=અદ્‌ભુત બનાવ; નવાઈ લાગે તેવો પ્રસંગ.

બહુધા=ઘણું કરીને

ગુફા=પહાડનું પોલાણ.

લાવા=પીગળેલા પત્થરનો રસ ( એ ઠરી જવાથી કઠણ અને કરકરો

પત્થર બને છે; ઘંટીનાં પડો એ જાતના પત્થરના હોય છે. )
નિકટ=પાસેનો; નજીકનો
ઉત્પત્તિ સ્થાન=પેદા થવાનું-નિકળવાનું ઠેકાણું.
પેટું=માંહેનો ભાગ.
પ્રચંડ=અતિશય મોટું
નિરાધાર=(સં) આશરા વગરનાં (નિર્=નહિ+આધાર=આશરો )

**સવાલો.**—જવાળા મુખી પર્વતનું વર્ણન કરો. જવાળા મુખી પર્વત ફાટતાં પહેલાં અને ધરતી કંપ થયા અગાઉ શા શા ચિન્હો જણાય છે ? ધરતી કંપ અને જવાળા મુખીના ચમત્કાર કયાં કારણોથી થાય છે? ધરતી કંપ અને જવાળ મુખીથી શા શા નાશકારક અને ફાયદા કારક પરિણામો નિપજે છે ? એમ ચમત્કારોનાં પરિણામો જે જે સ્થળે જણાયાં હોય તેનાં થોડા દાખલા આપો ? ધરતીકંપ અને જવાળા મુખી સિવાય પૃથ્વીના પેટાની ગરમીને લીધે પૃથ્વી પર બીજા કયા દેખાવો જોવામાં આવે છે અને તે કયાં કયાં છે તે કહો.

### પાઠ ૭૨ મો.

સંપાદન=મેળવવું તે.
પ્રાપ્ત કરવું=મેળવવું,
રાજ્ય તૃષ્ણા=રાજ્ય મેળવવાનો લોભ-ઈચ્છા.
દ્રવ્ય લોભ=ધન મેળવવાનો લોભ
આકાંક્ષા=(સં) આશા, ઈચ્છા.
તીર્થયાત્રા=ધર્મનાં પવિત્ર સ્થળે જવું તે; જાત્રા જવું તે,
પ્રસાર=ફેલાવો
સાહસ=જે કામ કરવામાં જીવનું નુકસાન થવાનો ભય હોય તેવું મોટું કામ ઉઠાવવાનો જોસ્સો.
કળા=હુન્નર; કિસબ.
ઉત્સાહ=ઉમંગ.
ખુશકી ( ફા. )=જમીન માર્ગ
સત્ય=નિર્ણય, સચ્ચાઇ
રૂમી લોક=રોમના રહેવાસી; રોમન
ઉદય=ચઢતી
લયપામવું=નાશ પામવું

ખખેડા=મારા મારી; ફિસાદ.
જગપ્રસિદ્ધ=જગતમાંપ્રખ્યાતથએલો
અદ્યાપિ=( સં ) આજે પણ, હજુ સુધી ( અદ્ય=આજે+અપિ=પણ )

**સવાલ**—ભૂગોળના જ્ઞાનનો વધારો કઇ કઇ બાબતોથી થયો છે ? ફીનિશી લોકો કયાંના વતની હતા? અને તેમના કાર્યોથી ભૂગોળના જ્ઞાનમાં શો વધારો થયો ? સીંકદર પાદશાહની સવારીઓથી ભૂગોળના જ્ઞાનમાં શો ઉમેરો થયો ? મીસરના ટોલેમી રાજાના સમય સુધી પૃથ્વી-નો કેટલો ભાગ જણાએલો હતો ? ત્યાર પછી અનુક્રમે કયા કયા લોકોના ચઢતીના સમયમાં ભૂગોળ સંબંધી જ્ઞાનનો કેટ કેટલો વધારો થયો ? હોકાયંત્રથી ભૂગોળના શોધમાં શી મદદ મળી ? સાંપ્રત કાળમાં ભૂગોળના કયા પ્રદેશોનું જ્ઞાન મળ્યું નથી અને તે કયા કારણથી ?

## પાઠ ૭૨ મો.

ગોદી=વહાણો બાંધવાનું કે સમાર-વાનું દરિઆ કિનારા પરનું ઠેકા-ણું ( તૈયાર કરેલાં વહાણો ચાલ-તા કરવાને જ્યારે જોઇએ ત્યારે દરિઆનું પાણી ગોદીમાં લેવાય એવી તજવીજ ત્યાં કરેલી હોય છે)
મહત્વનો=મોટો; જાણવા લાયક
સોઇ=જોગવાઇ, સગવડ,
સુરક્ષિત=(સં) સારી રીતે રક્ષણ કરાએલું ( બાંધકામો કરીને બ-ચાવ જેનો કરેલો છે એવું, )
વિસ્તીર્ણ=વિસ્તાર પામેલું, મોટું
યુનાઇટેડ સ્ટેટ્સ=( અંગ્રેજી ) ( યુનાઇટેડ=જોડાએલાં+સ્ટેટ્સ= સંસ્થાન )=જોડાએલાં સંસ્થાનો

## પાઠ ૭૩ મો.

ઉત્તેજન=મદદ, કામ કરવાને ઉશ્કે-રનાર જોસ્સો,
સહિઆરૂં=ભાગીઉં.
મઝિયારૂં.

ઉદ્ભિજ્જ (સં) જમીનમાં ઉગતો પદાર્થ. ( ઉદ્=બહાર+ભિજ્જમાં ભિદ્ ધાતુ=નીકળવું)=જમીનમાંથી ઉગીને બહાર નીકળેલું તે.
કળા કૌશલ્ય=હુન્નર અને ચતુરાઇ
સંપત્તિ=દોલત
નિકાશ=બીજે દેશ માલ જવો તે
આયાત=પરદેશી માલ દેશમાં આવે તે

**સવાલો**—કોઇ પણ દેશનો વેપાર વધવાનાં મુખ્ય કારણો કયાં કયાં છે? હિંદુસ્તાનનો ઘણો ખરો માલ કયે કયે બંદરેથી પરદેશ ચઢે છે? આપણા દેશનો માલ જળમાર્ગે અને સ્થળ માર્ગે કયા કયા દેશોમાં મુખ્યત્વે કરીને જાય છે? હિંદુસ્તાનમાં કઇ જાતનો માલઘણો ખરો પરદેશથી આવે છે? અહીંથી કયો માલ પરદેશ જાય છે? હરકોઇ દેશ ધનવાન છેકે નિર્ધન તે જાણવાનો આધાર શા ઉપર છે?

### પાઠ ૭૪ ને ૭૫ મો

દુંદુભિ=ઢોલ, નોબત
નિષ્પક્ષપાતી=(સં) કોઇની તરફદારી ન કરે તેવા. (નિષ્=નહિ+પક્ષ=બાજુ; તરફેણ+પાતમાં પત્ ધાતુ=પડવું+ઇ=વાળા )

**સવાલો**—વેબ્સ્ટર નામે અમેરિકન ગૃહસ્થે બ્રિટિશ મહારાજ્ય સબંધી શું લખ્યું છે? બ્રિટિશ મહારાજ્યના મુખ્ય ભાગો કહો? અને તે દરેકમાં કઇજાતનાં લોકો વસે છે? બ્રિટન લોકોની ચડતી કયાં કારણોથી થઇ છે? કાનડા, આસ્ટ્રેલિઆ, આફ્રિકા ખંડ માંહેલાં સંસ્થાનો અને તાબાના મુલકોનું સંક્ષિપ્ત વર્ણન કરો?

## સાતમી ચોપડીના અર્થ ભાગ ૩ જો

## • પાઠ ૭૬ મો.

કાર્ય=કામ; પ્રતિરોધની સામા ગતિ ઉત્પન્ન કરવી તે; પરીણામ; ફળ; પદાર્થની મૂળ અવસ્થામાં ફેરફાર થવો તે.

કાર્ય શક્તિ=કામ કરવાનું બળ; પદાર્થની મૂળ સ્થિતિમાં હરકોઇ પ્રકારનો વિકાર ઉત્પન્ન કરનારૂં બળ; કામ કરવાની શક્તિ.

પ્રયત્ન=મહેનત

સ્પષ્ટ=ચોકખો, ખુલ્લો.

ચોકસ=નક્કી. ખાત્રી પૂર્વક

ગતિ (સં) હાલવું ચાલવું (ગમ્=જવું+તિ=પણું )=જવા પણું, જવાનું બળ.

પ્રતિરોધ (સં) સામો અટકાવ (પ્રતિ=સામો+રોધ=અટકાવ; આડ)

સંભાવ્ય શક્તિ=સ્થાનને લીધે ઉત્પન્ન થનાર શક્તિ. ( જેમ કે પથરો ઢોળાવ પરથી ગબડે છે. એ એની સંભાવ્ય શક્તિ. )

ગમન શક્તિ=ગતિને લીધે ઉત્પન્ન થનાર શક્તિ. ( જેમકે ઢોળાવ પરથી પથરો ગબડતી વખતે બીજા પથરાને ભાગી નાંખે છે અને ગરમી ઉત્પન્ન કરે છે એ એની ગમન શક્તિ. )

કામ કરવાની શક્તિ=સંભાવ્ય શક્તિ ને ગમનશક્તિ. ( ઢોળાવ પરથી ગબડતી વખતે પથરામાં બંને શક્તિ હોય છે. એ એની કામ કરવાની શક્તિ. તેમજ સ્થિર પથરાને ગતિ આપીએ ત્યારે પણ તેમાં એ બંને શક્તિ એટલે કામ કરવાની શક્તિ આવે છે. )

અણુસમૂહ (સં) ઝીણા રજકણોનો જથો ( અણુ=ઝીણા રજકણ+સમૂહ=જથો )

વાસ્તવિક=ખરે ખરૂં; કુદરતી

અનુકૂળ=મળતા આવવું તે; ગમતું; પસંદ પડતું; ફાવતું. ( અનુ+કૂલ =કિનારો )

જમાવ=એકઠું થવું; સંચય

જંગી=ઘણા મોટા

આંદોલન (સં) હાલ્યા કરવું તે. (સ્થિર પાણીમાં પથરો નાંખવાથી ગોળ કુંડાળાં થાય છે એ જળનાં આંદોલન છે; અવાજ સંભળાય છે એ વામાં નાદનાં આંદોલન છે; પ્રકાશની રશ્મિએ આકાશ ( ખાલી જગ્યા, ઇથર ) માં પ્રકાશનાં આંદોલન છે, એક રજકણમાંથી બીજા રજકણમાં ગતિ (બળ) જાય છે, તેથી આંદોલન ઉત્પન્ન થાયછે.)

સ્થિતિ સ્થાપક પદાર્થ=પોતાની મૂળ હાલતમાં પાછા આવી જવાના

ગુણ વાળો પદાર્થ જેમકે નેતર, વાદળી. ૩ વગેરે,
શક્તિનું એક રૂપ બદલી બીજું રૂપ કરી શકાય છે=પદાર્થની દેખાતી ગતિ અટકાવીને; તે પદાર્થમાં ઉષ્ણતા આપીને કિરણ રૂપે જનારી શકિત ઉત્પન્ન કરી શકાય છે; ઉષ્ણતા કાઢી નાંખીને વિદ્યુત દાખલ કરવાથી વીજળીની કાર્ય શકિત દાખલ કરી શકાય છે; વીજળીની કાર્ય શકિત દૂર કરીને બીજી રીતે બળ આપીને તે પદાર્થને ગતિમાન કરી શકાય છે; આવી રીતે કાર્ય શકિતનું એક રૂપ બદલી બીજું રૂપ કરી શકાયછે.

**સવાલો.**—આપણે કામ કરીએ છીએ એમ ક્યારે કહેવાય ? કોઈ વસ્તુ પર આપણે કાંઇ કામ કર્યું અથવા કામ થયું એમ ક્યારે કહેવાય ? કાર્ય શક્તિ કયા બે ભિન્ન પ્રકારની છે ? કાર્ય શકિતનાં કયાં ચાર રૂપો છે, તે દરેક દ્રષ્ટાંત આપી સમજાવો.

### પાઠ ૭૭ મો.

યંત્ર (સં ) સહેલાઈથી બળ વાપરવાની કળ; સંચો. ( યમ્=અટકાવવું+ત્ર=સાધન ) મહેનતનો અટકાવ કરનારું સાધન.
યોગ્ય ઉત્તર=વાજબી જવાબ
નિરીક્ષા ( સં ) ધારીને જોવું તે; અવલોકન. ( ઇક્ષ ધાતુ=જોવું )
કોશીશ=યત્ન; તજવીજ.
બુધું=લાંબું જાડું લાકડું
અતિ સાધારણ=ઘણું વપરાશમાં આવતું.
ઉચ્ચાલન ( સં ) ટેકો, વજન અને શકિતનો ઉપયોગ જે સાદા યંત્રમાં થાય છે તે. જેવાકે બુધું, સુડી, કાતર, કાંટા વગેરે, ( ઉત=ઉપર+ચલ=જવું+અન) ઉંચું કરવું; ઉંચકવું. એક ધરી ઉપર ફરનાર દાંડી. ( જે બિંદુપર ઉચ્ચાલન ધરી ફરે છે, તેને ટેકો કહે છે. ઉચ્ચાલનમાં ત્રણ વસ્તુ હોય છે. વજન, શકિત (બળ ) ટેકો. એ ત્રણના ફેરફારથી ઉચ્ચાલનની ત્રણ જાત પાડેલી છે. )

એકલી જડેલી ગરગડીથી બળ વાપરવું સહેલું પડે છે, એટલે બળની દિશા બદલી શકાય છે; પણ એથી યાંત્રિક લાભ થતો નથી. જડેલી ગરગડીની સાથે છુટી ગરગડી વપરાય ત્યારે યાંત્રિક લાભ થાય છે. રેંટની ધરીના વ્યાસ કરતાં તેના પૈડાનો વ્યાસ અથવા હાથાની લંબાઈ જેમ વધારે તેમ ભાર ઉપાડવો સહેલો પડે છે.

**સવાલ**—યંત્ર અને યાંત્રિક લાભ એટલે શું ? કાર્ય શક્તિમાં કદી લાભ કે ટોટો થતોજ નથી એ નિયમ સમજાવો. બળમાં લાભ મળે તેમ ટોટો શેમાં જાય છે ?

## પાઠ ૭૮ મો.

મહાભારત=ઘણું મોટું (દુનીઆમાં સૌથી મોટામાં મોટું પુસ્તક મહાભારત છે તે ઉપરથી ઘણા મોટા કામ ને પણ મહાભારત કામ કહે છે.

સહાયતા=મદદ

જળચાપ=કપાસની ગાંસડીઓ વગેરે બાંધવાનું પાણીની મદદથી ચાલતું યંત્ર; (એ યંત્ર બ્રામાહ નામના વિદ્વાને શોધી કાઢેલું હોવાથી તેને બ્રામાહ પ્રેસ પણ કહે છે. એ યંત્રમાં વજન ઉંચકવાની નળી કરતાં દબાણ કરવાની નળીનું ક્ષેત્રફળ જેમ વધારે તેમ વજન સહેલથી ઉંચકાય છે.

સાધણ=સરખી સપાટી જણાવનાર યંત્ર. લેવલ (વોટર લેવલ, સ્પીરીટ લેવલ, મર્ક્યુરી લેવલ વગેરે) એ યંત્રની મદદથી ઢાળવાળું નીચું પાસું તરત પરખાઈ આવે છે.)

બકનળી=એક પાસું ટુંકુ અને એક પાસું લાંબુ એવી વાળેલી પોલી નળી; સાયફોન. (હોજ કે ટેકરી પરના તળાવ ખાલી કરવામાં તથા જળ ચક્કીના પૈડા પર ધોધ પાડવામાં સાયફોનનો ઉપયોગ થાય છે.)

મુખ્યત્વે=ઘણું કરીને, બહુધા

**સવાલ**—જળચાપ યંત્રની રચના તથા ઉપયોગ સમજાવો. બકનળી (સાયફોન)ની રચના તથા ઉપયોગ સમજાવો. સાયફોન વડે પાણી ક્યારે ખાલી ન થઇ શકે ? જળચાપ તથા સાયફોનમાં પાણીના કયા ગુણનો ઉપયોગ થાય છે ? પ્રવાહીના બોજા જે ગુણો આ પાઠમાં તમારા જાણવામાં આવ્યા હોય તે ગણાવો.

## પાઠ ૭૮ મો.

આર્કિમીડીસ=એ ગ્રીસ દેશનો રહીશ અને પદાર્થ વિજ્ઞાનમાં કુશળ વિદ્વાન હતો. ગ્રીસના રાજાએ એક સોનાનો મુગટ કરાવ્યો, તેમાં સોનીએ ભેગ કર્યો છે કે કેમ તેની તપાસ કરવાનું કામ આર્કિમીડીસને સોંપ્યું. આની પરીક્ષા માટે એ નહાવા ગયો હતો ત્યાંથી એને નિયમ સૂઝયો, તેથી નગ્ન સ્થિતિમાં " યુરેકા યુરેકા, તે મને જડયું, તે મને જડયું,, એમ બૂમો પાડતો દોડયો, અને ઘેર જઈ એક ચોકખા પાણીથી ભરેલા વાસણમાં ચોકખું સોનું તોળી જોયું, તો મૂળ વજનનો $\frac{1}{19}$ ઘટ આવી, આ ઘટ સોનાના કદ જેટલા પાણીના વજનની હતી, તે ઉપરથી એણે નિયમ સિદ્ધ કર્યો કે પાણીમાં ડુબેલો પદાર્થ જેટલું પાણી ખસેડે તેના વજન જેટલો ભાર ડુબેલા પદાર્થમાંથી ઘટે છે. પછી સમાન કદે પાણી કરતાં સોનું ૧૯ ગણું ભારે છે, એટલે પાણીમાં જોખતાં ચોકખા સોનાનો $\frac{1}{19}$ ભાગ વજનમાં ઘટે છે. એ નક્કી કરી મુગટનો ભેગ પારખી આપ્યો.

સમાન વજનનો=તેના જેટલાજ ભારવાળો.

ઉપલીમેર દબાણ કરવાનું=ઉપર હડસેલવાનું

વલણ=શકિત; સ્વભાવ

તારક શકિત=પદાર્થને ડુબવા નહિ દેતાં ઉપલી મેર હડસેલી કાઢવાની શકિત.

સમતોલ=સ્થિર; ઉપર કે નીચે જવા દેતાં અટકાવી રાખવું તે

કદ=આકાર; નક્કર;

**સવાલ**—પાણીની તારકશક્તિ એટલે શું ? પાણીમાં તારકશક્તિ છે ત્યારે કેટલાક પદાર્થો એમાં ડુબી કેમ જાય છે ? લોઢાના એક પોલા ગોળાનો રસ કરવાથી તે કેટલા ઘન ઇંચ થશે, એ ગોળો ભાગ્યા વિના શી રીતે શોધી શકાય ? છલાછલ ભરેલા પાણીના વાસણમાં એક વસ્તુ મૂકીએ, તો તેમાંથી કેટલું પાણી બહાર નીકળી જશે ? આર્કિમીડીસનો નિયમ શો ? આર્કિમીડીસે નિયમ શી રીતે શોધી કાઢ્યો તે સવિસ્તર કહો ? લોઢાની બનાવેલી આગબોટો કેમ ડુબી જતી નથી ? વહાણ લાકડાનાં શા માટે બનાવે છે ? ખાલી વહાણ કરતાં માલથી ભરેલું વહાણ પાણીની અંદર વધારે બેઠેલું શાથી જણાય છે ? તોફાનની વેળાએ વહાણમાંનો સરસામાન તથા ઉપયોગી મોટાં પ્રાણીઓને શા માટે દરીઆમાં ફેંકી દેછે ?

## પાઠ ૮૭ મો.

કેશાકર્ષણ ( સં ) વાળવડે જેમ શરીરમાંનો મેલ નીચેથી ઉપર ખેંચાય છે તેમ મટોડી, કપડું બ્લૉટીંગ પેપર વગેરે ચીજોને પ્રવાહી પદાર્થ એક જગ્યાએ લાગ્યાથી તેમાં ઘણે ભાગે ખેંચાઈ જાય છે તે ( કેશ=વાળ+આ= મર્યાદા બતાવનાર ઉપસર્ગ+કૃષ= ખેંચવું+અણ=ક્રિયા વાચક પ્રત્યય. )

સાયં=સાંજની

સંધ્યા=સવારમાં સૂર્ય ઉગતી વખતે અથવા સાંજે સૂર્ય આથમતી વખતે બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે દ્વિજ પ્રજા જે વૈદીક ધર્મ ક્રિયા કરે છે તે. ( સંધી=દિવસ અને રાતનો અથવા રાત અને દિવસનો મેળાપ+આ=નારી જાતિનો પ્રત્યય. )

ઉપરણો ( સં ) ખાંધે નાંખવાનું વસ્ત્ર; ખેસ; પિછોડી ( ઉપ=પાસે+ પ્રાવરણ=લુગડું ) પ્ર=અગાડિ+આ= સુધી+વૃ=ઢાંકવું )

કોશીશ=તજવીજ; યત્ન.

છિદ્રાળુ ( સં ) કાણા વાળો પદાર્થ; આઘા આઘા રજકણો વાળો એ-

ટલે જેના રજકણોની વચ્ચે જગ્યા રહેલી હોય એવો પદાર્થ. ( છિદ્ર= કાણું; રજકણોની વચ્ચે રહેલી જગ્યા +આળુ=વિશેષણ કરનાર પ્રત્યય )
સાંભરવું=યાદ આવવું
શક=વ્હેમ; સંદેહ
વક્રરેખાકૃતિ (સં) વાંકી લીટીથી જેની હદ થએલી છે એવી આકૃતિ.
આકૃતિ=હદ
ભાવાર્થ (સં) મૂળ મતલબ; સાર. ( ભાવ=મનની ઇચ્છા+અર્થ=મતલબ)
અંતર્ગોળ (સં) માંહેથી ગોળાકાર હોય તે જેમકે વાડકો માંહેથી અંતર્ગોળ કહેવાય, અને બહારથી જોતાં બાહ્યગોળ કહેવાય. (અંતર=માંહે+ગોળ)
સપાટી=ઉપલી બાજુ
બાહ્યગોળ=બહારથી ગોળાકાર હોય તે. (બાહ્ય=બહાર+ગોળ)
કેશાકાર(સં) વાળના જેવા સાંકડા વેહના ઘાટની નળી (કેશ=વાળ+આકાર)
મદ્યાર્ક (સં) ચોકખો દારૂ; સ્પીરીટ. એમાં હર કોઇ વસ્તુ ઓગળી જાય છે, એ બહુ કેફી છે. (મદ્ય =દારૂ+અર્ક=તેજાબ;)
અર્ક (સં) ઝાડના રસ કે ફૂલને પાણીમાં નાંખી ઉકાળી તેલ જેવું સત્વ કાઢે છે તે.

**સવાલ**—દીવાની બત્તી વાટે તેલ ચઢે છે એ શાથી? કેશાકર્ષણનો આધાર શેના શેના ઉપર છે? કોઈ પ્રવાહી કેશાકર્ષણથી ઉપર ચઢશે કે નહિ તે શી રીતે જાણી શકાય?

## પાઠ ૮૧ મો.

પ્રસરણ [સં] ફેલાઈ જવું ( પ્ર= આગળ+સૃ=સરકવું; જવું+અણ =ક્રી. વા. પ્ર.) આગળ જવું
વિસ્તાર=ફેલાવો
યંત્ર (સં) મહેનતનો અટકાવ કરનાર સંચો (યમ્=અટકાવવું+ત્ર= સાધન)
વિશેષ લક્ષણ=ખાસ સ્વભાવ
પ્રમાણ=હિસ્સો; ભાગ.
ભિન્ન ભિન્ન=જુદો જુદો
નિરીક્ષા (સં) ચોકસાઇથી જોવું (ઈક્ષ=તપાસવું; જોવું.)
પ્રયોગ (સં) અજમાયશ (પ્ર=બહાર +યોગ=જોડાણ) બહારના પદાર્થ સાથે જોડાણ કરી જોવું તે.

સિદ્ધ=નક્કી
મુખ્યત્વે=ઘણું કરીને; બહુધા.
અદ્યાપિ (સં) હાલપણ; હજુ સુધી (અદ્ય=હાલ+ અપિ=પણ)
હૈડ્રોજન=એક જાતનો હલકો વાયુ. (પાણી બેભાગ હૈડ્રોજન અને એક ભાગ ઓક્સિજન નામે વાયુનું બનેલું છે. હૈડ્રોજન ઓક્સિજનની પેઠે ધીમે ધીમે સળગતો નથી, પણ એકદમ બંદુક જેવો અવાજ થઇને સામટો સળગી જાય છે.)
કોલગ્યાસ=ખનિજ કોયલાને બંધ વાસણમાં તપાવી તેમાંથી કાઢી લીધેલો વાયુ.

**સવાલ**—ઉષ્ણતાથી કયા પદાર્થો ફૂલતા નથી ? પ્રત્યેક વા એકેક અંશ ગરમી વધવાથી કેટલો વિસ્તાર પામે છે ? વાની તારક શક્તિ શા ખપમાં આવે છે ? બલૂનની પ્રથમ શોધ કોણે કરી? અને તેમાં સુધારો કેવી રીતે થયો ?

**ટૂંકસાર**—પાઠને અંતે લખ્યું છે કે " બલૂન ચોકસ વાહન તરીકે અદ્યાપિ વપરાયું નથી, અને વપરાશે એમ લાગતું નથી,, પરંતુ જર્મની અને અમેરિકામાં હાલમાં ધારેલી દિશાએ અને ધારેલી જગાએ બલૂન લઈ જવાના પ્રયોગ ફતેહમંદ નીવડ્યા છે. પ્રાચીન સમયમાં હિંદમાં ઘણા મોટા વિમાનો ધારેલે સ્થળે લઇ જવાતા હતા. હાલમાં ઉરાડાતા બલૂન વાની ગતિને વશ થઈ પવનની દિશામાં જાય છે.

### પાઠ ૮૨ મો.

સ્વર ધારણ યંત્ર=ફોનોગ્રાફ ( એ યંત્રની શોધ મહાન વિદ્યત્ શોધક એડિસને કરેલી કહેવાય છે.)
આંદોલન=મોજાં; એક રજકણ બીજા રજકણને હડસેલી ગતિ આપે છે તે.
તીક્ષણ=ઝીણી; બારીક
નળાકાર=નળના જેવો ઘાટ (નળ +આકાર)

ખાભણુ=ખાડો; ખાંચ.
આબેહુબ (ફા) અસલ હોય તેવુંજ; ખરોબર
સ્વર=લાંબો ઝીણો અવાજ; સૂર
વસ્તુતઃ=ખરૂં જોતાં
ખાસ=વિશેષ
ધ્વનિ=અવાજ
સાહિત્યો=સાધનો
ત્વચા=ચામડી; છાલ
અપ્રિય=ગમે નહિ એવા (અ+પ્રિય)
નાદ=મોટો અવાજ
પ્રહાર=માર
જાયુ=કાયમ; હંમેશ
ઉચ્ચતા=ઉંચાપણું (તીણાસૂર)
ભેદ=તફાવત
દર્શક=દેખાડનાર
યોગ્ય સંધાન=લાયક જોડાણ
તીવ્ર=તીણા; ઉંચા

**સવાલ**—ફોનોગ્રાફ અવાજને કેવી રીતે ગ્રહણ કરે છે, તથા કેવી રીતે પાછો બહાર કાઢે છે ? ફોનોગ્રાફમાં અવાજ બદલાય છે શાથી ? આપણા પોતાના અવાજ શી રીતે ઉત્પન્ન થાય છે ? મોટા તુમડાવાળા તંબુરાને ગવૈયા શાથી વધુ પસંદ કરે છે ? સૂર અને નાદનો ભેદ સમજાવો. પુરૂષ કરતાં સ્ત્રીના સૂર કોમળ શાથી હોય છે ?

## પાઠ ૮૩ મો.

ઝળઝળું=સૂર્ય ઉગતાં પહેલાં અને આથમ્યા પછી જે રાતો ઝાંખો પ્રકાશ દેખાય છે તે.
મૃગજળ=ઝાંઝવા; ખુલ્લા મેદાન અથવા રણમાં તડકો પડતો હોય ત્યારે દૂરથી પાણી જેવું જણાય છે તે.
પરાવર્તન (સં) પાછું ફેંકાવું (પરા=પાછું+વૃત્=વળવું+અન=ક્રિ. વા. પ્ર.)
વક્રીભવન (સં) એક જાતના પારદર્શક પદાર્થમાંથી બીજી જાતના પારદર્શક પદાર્થમાં જતાં પ્રકાશનાં કિરણ વાંકા વળે છે તે. (દીવાના કોડીઆમાં મુકેલી સળી અને પાણીમાં મુકેલી લાકડી એથીજ વાંકી જણાય છે; કેમકે કોડીઆમાં જે સળી મુકેલી છે, તેમાંથી નીકળતાં કિરણ તેલની બહાર સીધી

સીટીમાં નીકળતાં નથી, પણ મરડાય છે તેથી સળી વાંકી જણાય છે.

અવસ્થાંતર=સ્વરૂપમાં ફેરફાર; હાલતનું બદલાવું.

ક્ષિતિજ=આકાશ અને પૃથ્વી મળી ગયાની હદ બતાવનાર રેખા

વાતાવરણમાંની રજકણો=આકાશમાં પવનના જોરથી ફેલાએલી ઝીણી રજ

પ્રસરેલી=ફેલાએલી

પ્રત્યક્ષ=ખુલ્લા; દેખીતા. (પ્રતિ=સામું +અક્ષ=આંખ) આંખ આગળ; ખરેખરા.

વાસ્તવિક=ખરૂં

પૃષ્ટ=ઉપલી બાજુ

સંસર્ગ=સંબંધ

ઓછા ઘાડા થર=પાતળા પડ

પૂરવણી કરનારા=દેખાવ પુરો કરવામાં મદદ કરનારા

પ્રતિરૂપ=સામું રૂપ (પ્રતિ+રૂપ)

**સવાલ**—ઝળઝળું કેટલો કાળ રહે છે? ઝળઝળું થવામાં કિરણો શેને લીધે પરાવર્તન પામે છે? ક્ષિતિજની નીચે સૂર્યને ૧૯ ચાલતાં જે દેખાઇતો કાળ લાગે છે તે કયે સ્થળે ઓછો હોય છે? ક્ષિતિજની સમીપમાં સૂર્ય ચંદ્ર ચપટા શાથી દેખાય છે? તારાની શોધને માટે નિરીક્ષા સ્થળો ઉંચા ડુંગરપર શા માટે રાખે છે? સૂર્ય અસ્ત પામે છે તે વખતે આપણે તેની સામે શાથી જોઇ શકીએ છીએ? મૃગજળ દેખાવાનું કારણ શું! નારંગી, લીલો, જાંબુઓ તથા ધોળો રંગ રીતે દેખાય છે? પૂરવણી કરનારા રંગોના એક બે ઉદાહરણ આપો.

## પાઠ ૮૪ મો.

મેઘ ધનુષ્ય (સં) એકવાર વરસાદ આવી ગયા પછી આકાશમાં ઉત્તર દક્ષિણ દિશામાં અર્ધગોળ રંગીત કમાન નીકળેલી દેખાય છે તે; ઇંદ્ર ધનુષ્ય; કાચબી (મેઘ=વરસાદ+ધનુષ્ય=કામઠું)=વરસાદનું કામઠું.

પૃથક્કરણ (સં) જુદું પાડવાની ક્રિયા (પૃથક્=જુદું+કરણ=કરવાની ક્રિયા)

અસમાન=સરખું નહિ તે ( અ+ સમાન )
રસાયની ચંચલતા=બે પદાર્થ એ-કઠા થતાં તે બંનેમાંથી જુદાજ ગુણવાળો ત્રીજો પદાર્થ થવાની ક્રિયા તે.
સિધ્ધાંત (સં) નિશ્ચય કરેલો સાર (સિધ્ધ=સાબીત+અંત=પાર;છેડો )
રૂપાંતર=દેખાવમાં ફેરફાર ( રૂપ+અંતર )

**સવાલ**—મેઘ ધનુષ્ય શાથી થાય છે? મેઘ ધનુષ્યનો દેખાવ કેવો હોય છે? પ્રકાશનું પ્રસરણ એટલે શું? અને શાથી દેખાયછે? કોઇ પણ પદાર્થ આપણને પ્રકાશના કયા ગુણને લીધે દેખાય છે? કોઇ વસ્તુ પીળી તેમજ કાળી દેખાવામાં કિરણોપર શી અસર થાય છે? લીલા કાચમાંથી જોતાં ગુલાબનો અને રાતા કાચમાંથી જોતાં વાદળી ફુલનો રંગ કાળો દેખાવાનું કારણ શું? પ્રકાશ અને કિરણની બાબતમાં ન્યૂટને શું બતાવી આપ્યું?

## પાઠ ૮૫ મો.

ઘર્ષણ વીજળી=બે પદાર્થને પરસ્પર ઘસવાથી ઉત્પન્ન થતી વીજળી.
પ્રવાહ=આવક
વહેતી વિદ્યુત=જે વીજળીનો એક સરખો પ્રવાહ લાંબા વખત સુધી મળ્યા કરે તે.
તકતી=ચોરસ કકડો
વિદ્યુત પાત્ર=વીજળી ઉત્પન્ન કરવાનું માટીનું વાસણ.
બેટરી=વિદ્યુત પાત્રનો જથો.
રસાયન વ્યાપાર=વિરૂધ્ધ ગુણવાળો પદાર્થ ઉત્પન્ન કરવાની ક્રિયા.
વિદ્યુતવાહક=વીજળીનો પ્રવાહ ગ્રહણ કરી શકે એવું
વાહક (સં) લઇ જનાર
ઉત્ક્રમણ=પોતાની ઠરાવેલી હદથી બહાર જવું.
લોહચુંબક= લોઢાને ખેંચનાર; લોઢાને આકર્ષણ કરનાર.
વિદ્યુત લોહ ચુંબક=વીજળીની મદદથી લોઢાને ખેંચનાર પદાર્થ.
સંસર્ગ=સંબંધ
વિદ્યુત અવાહક=જેમાંથી વીજળીનો પ્રવાહ જઇ ન શકે તે; કાચ.
ઉત્તેજન=મદદ

**સવાલ**—વહેતી વિદ્યુત ઉત્પન્ન કરવાની એક સાદી રીતનું વર્ણન કરો. બેટરી બંધ અને ખુલ્લી છે, એમ કયારે કહેવાય ? વિદ્યુત લોહચુંબક બનાવવાની રીત શી છે ? વિદ્યુત તાર યંત્રનું વર્ણન લખો. એ યંત્રની શોધ કોણે કરી? એ યંત્રથી શા લાભ થયા છે?

## પાઠ ૮૬ મો

રસાયન પ્રીતિ=રસાયનાકર્ષણ; જે બળવડે જુદાં જુદાં તત્વો એકઠાં મળી મિશ્ર પદાર્થ બને છે તે.

દ્રવ્ય=વસ્તુ
વિકાર=ફેરફાર

પ્રકૃતિ વિકાર=પદાર્થના મૂળરૂપમાં કોઇ કારણસર થોડા વખત સુધી જે ફેરફાર દેખાય છે તે.

રસાયન વિકાર= બે કે વધારે પદાર્થ એકઠા થતાં તેમનાથી વિરૂદ્ધ ગુણવાળો ત્રિજોજ નવો પદાર્થ ઉત્પન્ન થાય છે તે.

પટક=રજકણ
સંયોગ=મેળાપ; જોડાણ.

રસાયની સંયોગ=રસાયન વિકાર
રસાયની પૃથક્કરણ=પ્રકૃતિ વિકાર
મિશ્રણ=ભેગ
સંયુક્ત=જોડાયલા

દૃષ્ટાંત=દાખલો; ઉદાહરણ
સાદું મિશ્રણ=સહેલાઇથી મૂળ વસ્તુ પાછી મેળવી શકાય એવું મિશ્રણ. જેમકે રેતીમાં ખાંડ; દૂધમાં પાણી, પાણીમાં મીઠું નાખીએ તે.

રસાયની મિશ્રણ=બે રસ મળવાથી તેમાંથી નવો પદાર્થ બને છે તે મિશ્રણ.

સાદાં દ્રવ્ય=મૂળ તત્ત્વ. ( એ અડસઠ મનાતાં હતાં, હાલમાં ૭૫ મનાય છે. )

તત્ત્વ=મૂળ વસ્તુ
શુદ્ધ=ચોકખાં; મૂળ સ્વરૂપે
બહુધા=ઘણું કરીને

પરસ્પર=એક બીજાની સાથે
અણુ સમૂહ=રજ કણોનો જથો
સબંધાકર્ષણ=જે આકર્ષણને લીધે દરેક પદાર્થનાં રજ કણો એક બીજા સાથે વળગી રહેલાં છે તે. ( જો પદાર્થમાંથી સંબંધાકર્ષણ નીકળી જાય તો રજકણો ઢગલો થઇને પડે )

પરમાણુ=છેક ઝીણામાં ઝીણા અણું
ભિન્નતા=જુદા પણું
રચના=બનાવટ

**સજીવ**=જીવવાળા ( સ+જીવ )
અદૃશ્ય=ન દેખી શકાય એવા
ત્રણ અદૃશ્ય વાયુ=ઓક્સિજન, હૈડ્રોજન ને નેટ્રોજન.
પાણીમાંથી સંબંધાકર્ષણ નીકળી જતાં ઓક્સિજન અને હૈડ્રોજન અદૃશ્ય વાયુ ઉત્પન્ન થાય
સજીવ પ્રાણીમાંથી સંબંધાકર્ષણ નીકળી જતાં ત્રણ અદૃશય વાયુ અને કાર્બન જેવા મૂળતત્ત્વો રહે.

**સવાલ**—પ્રકૃતિ વિકારને રસાયન વિકાર એટલે શું તે દાખલા આપી સમજાવો. સાધારણ મિશ્રણ અને રસાયની સંયોગમાં શો તફાવત છે ? મૂળતત્ત્વો કેટલાં છે ? તેમનાં કેટલાકનાં નામ ગણાવો. રસાયનાકર્ષણ એટલે શું ? તત્ત્વોમાંથી વસ્તુઓ કેવી રીતે થઇ છે ? જગતમાંથી સંબંધાકર્ષણ જતું રહે તો કેવા ફેરફાર થાય ? રસાયની સંયોગના એક બે પ્રયોગ સમજાવો.

### પાઠ ૮૭ મો.

અવિભાજ્ય (સં) જેના વિભાગ થઇ શકે નહિ એવું (અ=નહિ+વિ=વિશેષે+ભાજ્ય=ભાગ) જેના એકથી વધારે ભાગ પાડી ન શકાય તે
જનક=પિતા; પેદા કરનાર
ઘટ=ઝાડી

**સવાલ**—પાણીમાંથી ઓક્સિજન અને હૈડ્રોજન વાયુ છુટા પાડવાના બે પ્રયોગોનું વર્ણન કરો. હૈડ્રોજન વાયુ ઓક્સિજન સાથે મળવાથી રસાણિક સંયોગ થઇ જે ક્રિયા થાય છે તેનું વર્ણન કરો. જુદી જુદી સીરીઓમાં ઓક્સિજન અને હૈડ્રોજન વાયુ ભર્યા હોય તો તે શી રીતે પારખી શકાય ?

### પાઠ ૮૮ મો.

**દ્રવ્યતા** (સં) ઓગળવાપણું. ( દ્રુ ધાતુ =દ્રવવું; ઓગળવું.+તા=પણું)
**અદૃશ્ય**=ન દેખી શકાય એવું.

**ભાવાર્થ**=મૂળ મતલબ (ભાવ+અર્થ)
દ્રાવણ=એક વસ્તુમાં બીજી વસ્તુ ઓગળવાથી થએલો પદાર્થ
દ્રાવ્ય=પ્રવાહીમાં ઓગળી શકે એવા પદાર્થો
અદ્રાવ્ય=પ્રવાહીમાં ઓગળી ન શકે એવા પદાર્થો
દ્રાવક=ઓગાળનાર
મિશ્રણ=ભેગ
મર્યાદા=હદ
ઉષ્ણતામાન=ગરમીનું માપ
અપવાદ=બાધ
ભિન્ન ભિન્ન=જુદી જુદી
વૃદ્ધિ=વધારો
અંશો=ભાગો (સંસ્કૃત અંશ=ભાગ પાડવા; વહેંચી આપવું.)
કસ્તર=કચરા જેવું

**સવાલ**—દ્રવણ, દ્રાવ્યતા, દ્રાવ્ય, અદ્રાવ્ય અને દ્રાવકની વ્યાખ્યા તથા દૃષ્ટાંત આપો. પાણીમાં મીઠું કેટલું ઓગાળી શકાય ? દ્રાવ્યતાની વધઘટ શાથી થાય છે ? તેમજ તેના અપવાદ કયા છે ? કઠણ અને નરમ પાણી શી રીતે બને છે, તથા તે કેમ પરખાય ? કુદરતી પાણીમાં ઓગળેલા દ્રવ્ય સિવાય બીજું શું હોય છે ? તે શી રીતે દૂર કરી શકાય ? ઝરણનું પાણી સ્વચ્છ શાથી હોય છે ?

## પાઠ ૮૯ મો.

હરેક ઉષ્ણતા માને=ઓછી વત્તી ગમે તેટલી ગરમી હોય તોપણ.
નિરંતર (સં) હંમેશાં
બાષ્પભવન=વરાળનું થવું
શોષણ=ચૂસી લેવું; ખેંચી લેવું.
નીમે ભાગે=અર્ધે ભાગે
વધારેમાં વધારે નીમે ભાગે=ઘણે ઓછે ભાગે.
અવશ્યનું=જરૂરનું
અશક્ત=શક્તિ વગરના; ઓછી શક્તિ વાળા. (અ+શક્ત=શક્તિ)
અવગુણકારી=નુકસાન કરનાર(અવ=નઠારો+ગુણ+કાર+કરનાર+ઇ=વાળો)
ઉષ્ણતા માપક=ગરમી માપનાર (ઉષ્ણ+તા+માપ+અક)

**સવાલ**—ભેજ શોધી લેનાર પદાર્થોમાં શિઆળામાં કયા પદાર્થો ખપ લાગે છે ? અતિશય ભેજવાળી વરસાદની ઋતુમાં પણ ભીનાં

લુગડાં શાથી સૂકાય છે ? સૂકી હવા તદન ભેજ વગરની હોય છે કે કેમ ? ભીની અને કોરી દડીવાળા ભેજમાપકયંત્રનું વર્ણન કરો. બંને ઉષ્ણતા માપક યંત્રના અંશમાં વધતો ઓછો ફેર. ક્યારે પડશે ?

## પાઠ ૯૦ મો.

એસિડ=તેજાબ; સ્વાદે ખાટો અને નીળા લિટમસનો રંગ રાતો કરનાર

અલ્કલી=સ્વાદે તીક્ષ્ણ અને રાતા લિટમસોનો રંગ બદલી નીળો કરનાર

ક્ષાર=જે પદાર્થનો સ્વાદ ખાટો કે તીક્ષ્ણ નથી અને એસિડ તથા અલ્કલીના સંયોગથી જે બને છે તે.

જલદ=તીક્ષ્ણ; પુષ્કળ અસર કરનાર.

નીળો=ઘેરો લીલો; કાળો લીલો.

દ્રાવણ=એક પ્રવાહીમાં બીજા પદાર્થ ઓગળીને થએલું મિશ્રણ.

બાષ્પ=વરાળ; બાફ

ભવન=થવું

**સવાલ**—દહીં, છાશ અને કાચા ફળમાં ખટાશ શાની છે ? એસિડ કે અલ્કલીની પરીક્ષા કેવી રીતે કરવી ? જલદ અલ્કલી કયા કયા છે ? એસિડ અને અલ્કલીનો સંયોગ એક બીજાપર શી અસર કરે છે ? એમોનિયનનેટ્રેટ શી રીતે બનાવવો ? પાસાદાર કકડા શેના બંધાઇ શકે ? અને તેપાસા શાથી બંધાય છે ?

## પાઠ ૯૧ મો.

અતિ જવાળા ગ્રહી=થોડી ગરમી લાગતાંજ એકદમ ભડકો થઇને બળે તે (જવાળા=ભડકો+ગ્રાહી=લઇ લેનાર )

ઘર્ષણથી=ઘસવાથી.

અકસ્માત=ઓચિંતુ નુકસાન

નિર્ભય દીવાસળી=સેફ્ટી મેચીસ; જે તેના ખોખાપરજ ઘસવાથી સળગે છે તે.

**સવાલ**—પીળા અને રાતા ફોસ્ફરસનો મુકાબલો કરો. દીવા-

સળી શાથી સળગે છે ? દીવાસળી બનાવનારા પર ફોસ્ફરસની શી અસર થાય છે ? આપણા ખોરાકમાં ફોસ્ફરસ કેવા ક્રમથી દાખલ થવા પામે છે ? હાડકાં શેનાં બનેલાં છે ? ફોસ્ફરસવાળી દવાઓ અને ખાવાના પદાર્થો માણસને શાથી ગુણ કરે છે ?

## પાઠ ૯૨ મો.

દહન (સં) બળવાની ક્રિયા; વસ્તુનો ઓકિસજન જોડે રસાયણિક સંયોગ થતાં ઉષ્ણતા અને પ્રકાશ ઉત્પન્ન થઈ વસ્તુના મૂળ રૂપનો નાશ થવાની ક્રિયા.

શ્વાસોચ્છવાસ (સં) દમ લેવો અને બહાર કાઢવો તે. ( શ્વાસ=દમ લેવો+ઉત્=બહાર+શ્વાસ )=પ્રશ્વાસ.

અવિનાશ પણું=નાશ નહિ પામવા પણું, ( કોઇ પણ પદાર્થનો ખરી રીતે જોતાં નાશ થતો નથી પણ તેનું રૂપ બદલાય છે. )

વાસ્તવિક=ખરો

અનુમાન=અટકળ; ધારણા.

વસ્તુતઃ=ખરૂં જોતાં

રક્ત વાહિની=લોહી વહેવડાવનાર નસો. ( રક્ત=લોહી+વાહિની )

**સવાલ**—ખરી રીતે જોતાં બળવાથી પદાર્થનો નાશ થતો નથી તો આપણે તેને કેમ જોઇ શકતા નથી ? મીણબત્તી બળવાથી કયા કયા પદાર્થો બને છે. ? આપણે જે ઓકિસજનનો દમ લઇએ છીએ તેનું શું થાય છે? ઉચ્છવાસમાં કયા કયા પદાર્થો નીકળે છે ? અને તે શી રીતે બનેલા હોય છે ? મીણબત્તીના અને આપણા દહનમાં તફાવત શો ? ખોરાક શા માટે લેવો પડે છે તે સમજાવો.

## પાઠ ૯૩ મો.

કાર્બન=દહન થનાર મુખ્ય તત્વ; કોયલો

ચૂર્ણ પાષાણ=ચુનાનો પત્થર

સેંદ્રિય પદાર્થ=કોઇ પણ વસ્તુને બાળતાં તેમાંથી જે ભાગ ઉડી જાય છે તે.

કાર્બોનિક એસિડ વાયુ=કાર્બન અને ઓકિસજનના સંયોગથી થએલો વાયુ.

ઓપ=ચળકાટ

રસાવણ જળ=જે પાણીમાં ધાતુન ક્ષાર મળેલા હોય છે તે.

**સવાલ**—કાર્બન શેમાં શેમાં હોય છે ? કાર્બન કયા ત્રણ રૂપમાં મળે છે ? એ ત્રણેમાં એકલો કાર્બનજ છે એની ખાત્રી શી ? એ ત્રણે કયા કયા ઉપયોગમાં આવે છે ? પાણીમાં કાર્બોનિક એસિડ વાયુ કેવી રીતે ભળે છે ? તેની અસર ખડકોપર શી થાય છે ? કાર્બોનિક એસિડ વાયુ માણસ તથા વનસ્પતિના ખપમાં કેવી રીતે આવે છે ?

### પાઠ ૯૪ મો.

લોહીતાંગ=લોહીના જેવા શરીરવાળો ( લોહિત=લોહી જેવું+અંગ=શરીર )
સંક્રમણ=સૂર્ય અને પૃથ્વીની વચ્ચે એક લીટીમાં ગ્રહોનું આવવું તે
કળા=પ્રકાશનું બિંબ
વાર્ષિક ભ્રમણ=એક વરસમાં ફરી વળવું તે (પૃથ્વી સૂર્યની આસપાસ એક વરસમાં ફરી વળે છે)
ઉપગ્રહ=મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો નાનો ગ્રહ ( ઉપ+ગ્રહ )

**સવાલ**—મંગળ અને બૃહસ્પતિનું સૂર્યથી અંતર, તેમની દૈનિક તથા વાર્ષિક ગતિ અને તેમના ગ્રહોનું ભ્રમણ કેવા પ્રકારે છે ? દૂરબીન વડે એ બે ગ્રહોનું નિરીક્ષણ કરતાં કેવા દેખાવ માલમ પડે છે ? પૃથ્વી સાથે એ બે ગ્રહોનો મુકાબલો કરો.

### પાઠ ૯૫ મો

નરી આંખે=દૂરબીન વગર ખાલી આંખે
ભવ્ય=રોનકદાર
મેખલા=કંદોરો
અનુપમ=જેની સરખામણી કોઈ સાથે ન થઈ શકે એવો; બેનમુન.
કલ્પના=ધારણા; અનુમાન.
વિષમતા=નિયમ પ્રમાણે નહિ હોવું તે; ખામી
શંકા=સંદેહ
મનન=વાંચેલી કે જોએલી બાબતપર વિચાર કરવો તે.

**સવાલ**—શનિની મેખલાઓ તથા ચક્રો કેવા દેખાય છે ? શનિ, યુરેનસ અને નેપચ્યુનનું સૂર્યથી અંતર, ભ્રમણ કાળ તથા પૃથ્વી સાથે કદ અને વજનમાં પ્રમાણ કેટકેટલાં છે ? અને દરેકને ઉપગ્રહ કેટલા ? બૃહસ્પતિ ને શનિનો મુકાબલો કરો.

**પાઠ ૯૬ મો.**

વિસ્મયકારક=નવાઈ પમાડનાર
બલકે=ઘણું કરીને; અથવા.
નેબ્યુલા=નિહારિકા; ચકચકિત વાયુ અથવા વરાળના જણાતા તેજસ્વી ધાબા.
વર્ગણી=જાતવારી; ગોઠવણી.
ઘનીકરણ=વાયુરૂપ પદાર્થનું નક્કર થવું.
સંભવિત=સાચી

**સવાલ**—નરી આંખે સ્થિર તારા શુમારે કેટલા જણાય છે ? અને તે શું છે ? હર્શેલે નિહારિકા સંબંધમાં કરેલા તર્કો કયા છે ?

**પાઠ ૯૭ મો.**

બેશ=સરસ
અનુમાન=ધારણા
ઘનીકરણ=વાયુરૂપ પદાર્થનું નક્કર થવું.
નેપચ્યુનની કક્ષા=નેપચ્યુનને સૂર્યની આસપાસ ફરવાનો માર્ગ.
પર્યંત=સુધી, લગણ
મધ્યાકર્ષક=વચમાંથી ખેંચનાર
મધ્યોત્સારીબળ=મધ્યમાંથી દૂર જતા રહેવાનું બળ
અંશ=ભાગ
સાંપ્રત=હાલના.
બ્રહ્માંડ=સૃષ્ટિ

**સવાલ**—સૂર્યમાંથી નીકળી જતી ગરમી કોણ પૂરી પાડે છે ? વિશાળ નિહારિકામાંથી ગ્રહો કેવી રીતે બન્યા ? સૂર્ય અને ચંદ્ર બાબત શી ધારણા છે ? નિહારિકાની ઉત્પત્તિ વિષે સાંપ્રતકાળમાં શું અનુમાન છે ?

### પાઠ ૯૮ મો.

કેવળ=ફકત

થર=પડ

ક્રમ=જમાનો

ઉત્ખાત=હાડપિંજરના ખડકોમાં પ-ડેલા ખાડા; હાડ પિંજર; ફોસીલ.

અવશેષ=બાકી રહેલો ભાગ

ખાસ=વિશેષ

અર્થાત્=એટલે

**સવાલ**—કોયલાના થરોવડે પૃથ્વીના ઇતિહાસની શી માહીતી મળે છે? ખડકોવડે તથા થરોવડે શું જણાય છે? ખડકોના તળીઆના છેક જુના થરોપરથી તથા તેની ઉપરના બીજા થરોથી શું જણાય છે? બીજા વર્ગના ખડકોમાં શું જણાય છે? તથા ત્યાર પછી પક્ષીઓ કેવાં થયાં? એ પછી માણુસ કેવે ક્રમે થયું? એ બધી શોધો કઇ વિદ્યાને આધારે થઈ? **ભાગ ૩ જો સમાપ્ત.**

### સંક્ષિપ્ત શબ્દનો ખુલાસો.

**(સં) સંસ્કૃત**

**(ફા) ફારસી**

**(આ) અરબ્બી**

**(અં-ઇં) અંગ્રેજી**

**(હિ) હિંદુસ્તાની**

**(પો) પોર્ટુગીઝ**

**(ભૂ) ભૂત**

**(કૃ) કૃદંત**

**(પ્ર) પ્રત્યય**

### કવિતાની સમજુતી.

### પાઠ ૩ જો. પ્રભુ પ્રાર્થના.

અંતર્યામી=મનની વાતને જાણી-જનાર (અંતર્=અંદર યા ધાતુ=જવું)=અંદર જઇને મનની વાત જાણુનાર.

દીન શરણા=ગરીબને આશરો આ-પનાર (દીન=ગરીબ+શરણા=શરણુ આપનાર; આશરો આપનાર)

અનુપમ=શ્રેષ્ઠ; સર્વોત્તમ (અન્=નહિ+ઉપમ એ ઉપમાનું ટુંકું રૂપ છે. ઉપમા=બરાબરી).જેની બરા-બરી-સરખો કોઈ નથી તે.

હિતકરણા=ભલું કરનાર (હિત=ભલું+કરણા કૃધાતુ=કરવું ઉપરથી =કરનાર)
પ્રભા=તેજ (ભાધાતુ=પ્રકાશવું)
વિભવ=વૈભવ
સર્વસ્વ=બધું (સર્વ+સ્વ)
વિમલ મુખ=નિર્મળ મુખવાળા (વિ=વિશેષે કરીને+મલ=મેલ+ +મુખ)=વિશેષે કરીને જેના મુખપર મેલ નથી તે.
અદ્ભુતો=આશ્ચર્ય ઉત્પન્ન થાય એવી કૃતિઓ. (સૂર્ય, ચંદ્ર, આકાશ વગેરે)
અદ્ભુત=આશ્ચર્યકારક; નવાઇ જેવું.
જ્યોતિ=પ્રકાશ; તેજ
પર પરમ=સર્વથી દૂર; પેલે પાર.
આદિ=મૂળ પુરૂષ
શુચિ=શુદ્ધ; પવિત્ર

પુરૂષ પુરાણ=આદિ (પુરૂષ=જુનામાં જુનો+પુરાણ=જુનું)
સૃજન=સૃષ્ટિનું પેદા થવું તે.
પ્રલય=કલ્પને અંતે પૃથ્વીપર પાણી ફરી વળવું તે; સૃષ્ટિનો નાશ.
અહરનિશ=રાત દિવસ (અહઃ=દિવસ+નિશ=રાત્રિ)
ગોપાલ=રક્ષણ કરનાર (ગો=ગાય; ઇંદ્રિય+પાલ=પાળનાર) ગાયને પાળે એટલે તેનું રક્ષણ કરે તે ઉપરથી રક્ષણ કરનાર.
શિવ સદન=કલ્યાણનું ઠામ (શિવ=કલ્યાણ+સદન=ઘર;ઠામ )
એકાકી;=એક; એકલો.
જનકુલ=માણસ માત્રનો
વિભુરાયા=સર્વ વ્યાપી રાજા
પરમ=શ્રેષ્ઠ
હીણો=વિના; વગર.
દરસ=દરસન

**સમજુતી**—હે ! મનની વાતને જાણનાર, જીવના જીવનરૂપ, ગરીબને આશરો આપનાર-શરણ આપનાર, પિતા, માતા, બંધુરૂપ, શ્રેષ્ટ સખા, ભલું કરનાર, મનુષ્યનાં તેજ, કીર્તિ, સૌંદર્ય, ધન, વિભવ એ બધા રૂપ, જગતના નિર્મળ મુખવાળા સ્વામી (પ્રભુ) હું આપને નમન કરૂંછું, વંદન કરૂંછું. ( ૧ ) ટીપઃ—મુખ્ય વાકય નમુંછું,, વંદુંછું છે. બાકીના બધા શબ્દો પ્રભુનો વધારો છે. ( ચંદ્ર, સૂર્ય અને મંડળ, આકાશ ) વગેરે સર્વ આશ્ચર્ય પમાડે એવી વસ્તુઓમાં

મોટી જ્યોતિ ( પ્રકાશ ) જેવું, આંખ, ચંદ્ર ને સૂર્યના જેવું તેજસ્વી તારૂં રૂપ હું ( વધારે ) અદ્દભુત જોઉં છું. હે પ્રભો ઉપર ગણાવ્યા તે સૌના કરતાં પણ દિશાની ગુફાઓ અર્થાત્ દિશાઓ, પૃથ્વી અને ઉંડા આકાશને ( તારા પરમ તેજવડે ભરી નાંખતો ) તું સર્વેથી દૂર ઉડે છે. ( ૨ ) ટીપઃ—આંખનું તેજ પણ અદ્ભુત ગણાય છે. આમાં કવિ ઇશ્વરની શ્રેષ્ટતા બતાવી તેનું સર્વે વ્યાપીપણું સિદ્ધ કરે છે, અને સર્વેથી ઉંચો ઇશ્વિરને ઉડતો કલ્પવાનું કારણ તે અન્ય સર્વે વસ્તુઓપર નજર નાંખી શકે તે છે. હે ! પ્રભુ તું આદ્ય પુરૂષ છે, પવિત્ર પુરાણ ( વૃદ્ધ ) પુરૂષ પણ તુંજ છે, સૃષ્ટિને તું ધારે છે અને તેની ઉત્પત્તિ અને લયમાં પણ તુંજ છે. અર્થાત્ ઉત્પત્તિ અને લય કરનાર પણ તુંજ છે, અમારા ધર્મોનું રાત દિવસ રક્ષણ કરનાર પણ તુંજ છે, અને હે ! કલ્યાણના ઠામ ( ધામ ) પાપી કે પવિત્ર સઘળાં મનુષ્યોનું કલ્યાણ-રૂપ તુંજ છે. ( ૩ ) સઘળી જડ વસ્તુઓ અને ચેતનનો તું એકલોજ પિતા છે. તું મનુષ્ય માત્રનો ગુરૂ ( શિક્ષા આપનાર ) છે, મોટો છે અને ઘણો પૂજ્ય છે. હે દેવા ત્રણે લોકોમાં તારા જેવો કોઇજ નથી અને થશે પણ નહીજ. હે ! સર્વ વ્યાપી ઇશ્વિર તારાથી અધિક તે કોણ હોઇ શકે ? ( ૪ ) તું બ્રહ્માંડમાં વસે છે, અને અમારાં હૃદય કમળમાં પણ તું વાસો વસે છે, એટલે તું આઘેમાં આઘે છે ( બ્રહ્માંડમાં વસે છે. તેથી ) પણ હંમેશાં પાસેજ હસે છે. (હ્રદયમાં છે. તેથી ) હું આત્માને ઢાળીને, દેહે લળી લળીને નમું છું, હજારોવાર નમું છું. હે ! પ્રભુ વળી તમને મારા નમસ્કાર છે. (પહોંચજો.) ( ૫ ) હે ! પ્રભુ, આ અસત્યોમાંથી ( સાંસારિક ઉપાધિઓમાંથી ) શ્રેષ્ટ સત્યે ( જે નાશ વગરનું છે એવા

સત્યે ) તું મને લઈજા, સંસારરૂપી ઉંડા અંધારામાંથી ( ગાઢ અંધકારમાંથી ) તું મને પરમ તેજ સમીપ લઈ જા. હે! નાથ, આ મોટા મૃત્યુના ભંડારમાંથી ( જ્યાં હરેક વસ્તુનું મરણ થાય છે એવા આ ક્ષણભંગુર જગતમાંથી ) તું મને અમૃત પાસે લઈજા. ( અમૃત પીધાથી મારૂં મૃત્યુ થાય નહિ ) (એ અમૃત તે ઇશ્વર સહ્ન-સ્વર્ગ ) હું તારા વગરનો છું તો તું મને તારા દર્શનનાં દાન દઈજા. મતલબ કે એક વખત તું મને તારૂં આનંદ દાન સ્વરૂપ બતાવ. ( ૬ ) હે! પિતા, જેમ જગતને વીંટી લેતો પેલો દૂર સાગર રહે છે અને સર્વે નદીઓનાં પાણી જોસજોર તેના તરફ દોડે છે, તેમ હંમેશ મારા જીવનરૂપી પ્રવાહની સર્વે ઝરણીઓ, દયાના અને પુણ્યના મહાસાગરરૂપી પ્રભુ તારા ભણી વહો. (૭) ટીપઃ—ઇશ્વરને સાગર અને નદીઓનાં ઝરણ તે જીવની ઝરણીઓ એ સાદૃશ્યથી ઉપમાલંકાર થયો છે. કાયાથી થતું, ઘડીએ ઘડીએ જે વાણી બોલું છું તેથી થતું, ઇંદ્રિયોની કૃતિથી થતું, મારા મન વિષે જે ભાવ ( વિચારો) હું કરૂં છું તેથી થતું, સ્વભાવથી અર્થાત્ કુદરતી રીતે, કે બુદ્ધિ પૂર્વક સારૂં અથવા નઠારૂં જે કાંઇક કરૂં છું તે સઘળું તારા ચરણમાં ધરૂં છું. ( તને નિવેદન કરૂં છું. ) તો હે! પ્રભુ, દયા લાવીને મારાપર કૃપાદૃષ્ટિએ જો જો. ( ૮ ) ટીપઃ—આમાં કવિ કાયિક, માનસિક અને ઇદ્રિયોથી થતું પછી તે ચાહે ઇરાદા પૂર્વક થતું હોય અથવા અજાણે થતું હોય તે સર્વ પાપનું ઇશ્વર આગળ નિવેદન કરે છે; અને તેમાંથી તું મને બચાવજે, મારાપર કૃપાદષ્ટિએ જોજે એવી પ્રાર્થના કરે છે.

**નાનાલાલ=કવિ દલપતરામ ડાહ્યાભાઇના પુત્ર.**

## પાઠ ૭ મો.

## ગરવી ગુજરાત વિષે.

જય જય (સં) જીત કે ફતેહનો પોકાર
ગરવી=મોટું; વિશાળ (સં. ગુરૂ ઉપરથી)
અરૂણું=અરૂણુ; સૂર્યોદય પહેલાંનું રાતા રંગનું ઝળઝળું
પરભાત=પરોઢીઉં (મૂળ શબ્દ પ્રભાત )
ધ્વજ=ધજા; વાવટા
ઝળળળ=ઝળાંઝળાં; ચકચકાટ
કસુંબી=કસુંબાના રંગનું; રાતું; લાલ
પ્રેમ=પ્રીતિ; સ્નેહ
શૌર્ય (સં) શૂરાતન, બહાદુરી
અંકિત (સં) નિશાનીવાળો (અંક્=ચિન્હ કરવું)
સંતતિ (સં) પ્રજા; છૈઆં છોકરાં
પ્રેમ ભક્તિ (સં) સ્નેહ સાથેની સેવા
કરંત=કરે છે
રક્ષા (સં) સંભાળ, રક્ષણ, (રક્ષ ધાતુ=રક્ષણ કરવું+આ=નારીજાતિનો પ્રત્યય)
દ્વારકેશ (સં) દ્વારકાનો નાથ; રણછોડજી (દ્વારકા+ઈશ=ધણી)
સાક્ષાત (સં) પ્રત્યક્ષ; નજરે નજર; ખરેખરૂં; ખુલ્લું.
સુભટ (સં) જોદ્ધા; લડવૈયા
જુદ્ધ રમણ=લડાઇમાં ઝુઝવું તે.
રત્નાગર=મહાસાગર (સં. રત્નાકર )
વીર (સં) બળવાન
પૂર્વજ (સં) પહેલાં જન્મેલા; વડવાઓ; ઘરડાં વરડાં (પૂર્વ=પહેલાં +જ=જન્મેલા)
આશીશ=આશિર્વાદ; સારી દુવા
જયકર=ફતેહ ભરેલી
સોયે=શોભે
રંગ=શોભા; તેજ; બહાર
સત્વર (સં) તરત; જલદી; એકદમ
શકુન=શુકન; કામની શરૂઆતમાં જે સારા ચિન્હો થાય છે તે. જેમકે ગાય, પનીઆરી, વિદ્યાર્થી વગેરે સામા મળે તે.
મધ્યાન્હ (સં) બપોર (મધ્ય+આહ્ન=દિવસ)
ધુમે=મહાલે
નર્મદા=નર્મદાશંકર કવિ; સુખ આપનાર (નર્મ=સુખ+દા=આપનાર)
સાથ=સાથે; ટોળું
શૂદ્ર=સેવા કરનારી જાત; હલકી જાત
વદ્યા=બોલ્યા (વદ્ ધાતુ=બોલવું)
આર્ય ધર્મ=શ્રેષ્ઠ ધર્મ; સદાચાર. (આર્ય+ધર્મ)

**સમજુતી**—હે ! ગુજરાતની વિશાળ ભૂમિ તારી ફતેહ થાઓ, તારી ફતેહ થાઓ. હવે અરૂણથી ઝળઝળી રહેલું પરોઢીઉં શોભેછે, સૂર્યોદય થવાનો (ચઢતી થવાનો) વખત આવ્યો છે.) તેથી તારાપર સ્નેહ અને શૂરાતનના ઉંચા ગુણની નિશાનીવાળી ધજા ઝળાંઝળાં કરતી શોભશે, માટે તું તારી પોતાની તમામ પ્રજાને સ્નેહના ભાવથી (એક બીજાની ને તારી) સેવા કરવાની રીત શીખવ. તારી જાત (જમીન ) સારી ઉંચા પ્રકારની ( ફળદ્રુપ ) છે, માટે હે! ગુજરાતની વિશાળ ભૂમિ તારો જય થાઓ, તારી ફતેહ થાઓ. ( ૧ ) તારી ( ગુજરાતની ) ઉત્તર દિશામાં અંબા માતા, પૂર્વમાં મહાકાળી માતા, દક્ષિણમાં કુંતેશ્વર મહાદેવ તેમજ પશ્ચિમ દિશામાં રહેલા દેવો સોમનાથ મહાદેવ ને શ્રી રણછોડજી તારૂં રક્ષણ કરે છે. તેઓ ખરેખરી તારી મદદમાં છે, માટે હે. ( ૨ ) તાપી અને નર્મદા જેવી ( પવિત્ર ) નદીઓ તને જુએ છે, મતલબ કે તારામાં છે, તેમજ વળી મહી અને બીજી નદીઓ પણ છે. વળી (એક બાજુએ) તારા જોદ્ધાઓના જુદ્ધ રમણને રત્નથી ભરેલો સાગર (અરબી સમુદ્ર ) જોઇ રહયો છે. મતલબ કે તારી પશ્ચિમ બાજુએ કુદરતી આડરૂપે અરબી સમુદ્ર આવી રહયો છે. તારા પર્વતો ઉપરથી બળવાન વડવાઓ ( તેની પ્રજાને ) ફતેહનો આશિર્વાદ દે છે. તારી પ્રજાની તમામ જાતો સંપથી શોભે છે, માટે હે. ( ૩ ) તે ચઢતીના વખતનો ) અણહિલપુર પાટણનો અને સિદ્ધરાજ જયસિંહનો બહાર ( શોભા ) જે હતો તે શોભાથી પણ વધારે સારી શોભા હે ! મા ( ગુજરાત) તારી જલદી થશે, કેમકે સારા શુકન દેખાય છે, કારણ કે રાત પુરી થઇ છે, ( પડતીનો વખત ગયો છે ) તેથી જ-

પોરનો વખત ઝળકી નીકળશે. ( પુરેપુરી ચઢતી થવાનો વખત અ-વશે. ) હવે તારી પ્રજાના માણસો નર્મદાશંકર કવિના વિચારની સાથે મહાલેછે (મળતા થયા છે) અથવા તો તારી પ્રજામાંનું સુખ કરનારૂ ટોળું ( ચઢતીના વિચારમાં ) મંડ્યું છે, માટે હે. ( ૪ ) ગુજરાત કોની કોની છે, શું બ્રાહ્મણ, વાણીઆ, શ્રાવક, ભાટીઆ, ક્ષત્રિય, ર-જપૂત, કણબી અને કોળીની કે બીજી હલકી જાતોની કહેવી? અરે ના ના તેની નથી, ત્યારે ગુજરાત કોની કહેવી? તો કે જેના વડ-વાઓ અને જેઓ વળી આજે પણ ( હયાત છે તેઓ ) પોતાના જન્મથી કોઈ પણ જાતની (લખવાનું કારણ એ કે ગુજરાતના દરેક વિભાગની ગુજરાતી ભાષા જરા જરા ભેદવાળી છે છે માટે. ) પણ ગુજરાતી ભાષા બોલ્યા, અને વળી પોતાના શ્રેષ્ટ ધર્મને વળગી રહ્યા ( ધર્મ ભ્રષ્ટ થયા નથી ) તેનીજ ગુજરાત છે, પછી તે ગમે તે જાત હોય તોપણ તેનીજ ગુજરાત છે. વળી બીજા પરદેશીઓ કે જેઓને એ ભૂમિએ પાળીપોષીને મોટા કર્યા, તેઓ પારકા ધર્મના છે, પણ ગુજરાત માતાનું ભલું ચહાનારા છે માટે તેઓ એ માતાની પ્રજાના ભાઈ કહેવાયા. તેથી તેનીજ ગુજરાત છે. પછી તેઓ ગમે તે જાત હો તો પણ તેનીજ ગુજરાત છે.

### પાઠ ૧૧ મો.

### નરસિંહ મહેતાને ઢેડ વૈષ્ણ-વનું આમંત્રણ

ગિરિ=પર્વત
તળાટી=તળેટી
દામોદર=વિશેષ નામ છે; કૃષ્ણ. (દા-મ ઉદરે યસ્યસઃ=જેને ઉદરે દોરડું છે તે દામોદરઃ કૃષ્ણ. )
મહાન=મોટા
વામીએ=મુકત થઇએ; કાઢી નાખીએ
પક્ષા પક્ષી=વિરોધ
સમદૃષ્ટિ=સરખી નજર
ગૌમૂત્ર=ગાયનું મૂત્ર ( ગૌ=ગાય+મૂત્ર)
વાકય દાન=વચન; બોલ આપવો તે.
( વાકય=બોલનો સમૂહ+દાન

=આપવું. )
નિશા=રાત્રી
ભોર=પ્રભાત
ઢંગ=લક્ષણ
મૌન=બોલવું નહિ તે.
અધવધરા=નહિ આમ ને નહિ આમ એવા; અધકચરા.

**સમજુતી**—પર્વતની તળેટીએ દામોદર નામનો એક કુંડ હતો, ત્યાં નરસિંહ મહેતા રોજ નહાવા જતા હતા. ઢેડ જાતમાં હરિની દઢ ભક્તિ હતી તેથી તેઓ એક દિવસ મહેતાને પ્રેમ પૂર્વક પગે લાગ્યા. પર્વતની તળેટીએ. હાથ જોડીને સ્તુતિ કીધી અને બહુ બહુ પ્રકારે વિનવ્યા કે હે મોટા પુરૂષ અમારી એટલી વિનંતી છે કે તમે અમારે આંગણે કિરતન ( ભજન ) કરો. પર્વતની તળેટીએ. ( ભજન કરો ) કે જેથી અમે પ્રેમરૂપી પદાર્થ ( ઇશ્વર રૂપી વસ્તુ ) પામીએ, અને જન્મ મરણની ખટપટમાંથી મુક્ત થઇએ. ( ઇશ્વર પ્રેમ સ્વરૂપ છે માટે પ્રેમ પદાર્થ ) આપણે હાથ જોડી કહેતામાં મહેતાને દયા આવી કારણ કે મહેતાજી ઘણા દયાળુ વૈષ્ણવ હતા. પર્વતની તળેટીએ. જયાં પક્ષાપક્ષી ( તડ ) હોય છે, અર્થાત્ જયાં સંપ હોતો નથી, ત્યાં પરમેશ્વર પણ હોતો નથી માટે સઘળે ઠેકાણે સરખી દષ્ટિ રાખનારને તો સઘળાં સરખાંજ છે. એવો વિચાર કરી જાઓ, ગાયના છાણ મૂત્રથી તુળસી વૃક્ષની આજુબાજુ લીંપજો, અમે આવીશું એવું વૈષ્ણવે ( મહેતાએ ) વચન આપ્યું. પર્વતની તળેટીએ. પછી મહેતા રાત્રે ભજન કરવા આવ્યા, ઢેડા પ્રસાદ લાવ્યા તે વિષ્ણુને ધરાવ્યો અને ઉત્સવ કર્યો. સવાર થતા લગી ભજન કર્યું તેથી સઘળા વૈષ્ણવો ( ઢેડાઓ ) સંતોષ પામ્યા. પર્વતની તળેટીએ. પછી હરિના ગુણ ગાતા, તાળ, શંખ અને મૃદંગ વગાડતા વૈષ્ણવ ( સાધુ ) સાથે મહેતા ઘેર આવ્યા. નાગરી નાત આ જોઇ હસી હસીને તાળી લે છે, અને કહે છે કે આ બ્રાહ્મણના શા ઢંગ? પર્વ-

તની તળેટીએ. મહેતાએ આ સાંભળ્યું પણ ચુપ રહીને તેઓ ચાલ્યા ગયા, કારણ કે તેમણે વિચાર કર્યો કે એ અધકચરાઓને શું ઉત્તર આપવો ? લોકો જાગ્યા અને સ્ત્રી પુરૂષ મહેતા ઢેડને ત્યાં ભજન કરવા ગયા હતા એવું જાણી મહેતાને પૂછે છે કે તમે એવા કેવા કે ઢેડને ઘેર ભજન કરવા ગયા? પર્વતની તળેટીએ. તમે નાત જાણો નહિ, જાત જાણો નહિ, અને કાંઈ વિવેક વિચાર પણ સમજતા નથી. ત્યારે નરસિંહ મહેતો હાથ જોડીને કહે છે કે મને તો એકંત વૈષ્ણવનોજ આધાર છે. પર્વતની તળેટીએ.

## ગામ લોકને મહેતાએ આપેલો જવાબ.

**સમજુતી**—અમે તો એવા, એવા, વળી તમે કહો છો તેવા (ભ્રષ્ટ) છીએ. જો તમે અમને ભક્તિ કરતા છતાં પણ ભ્રષ્ટ કહેશો તો અમે દામોદર ( કૃષ્ણ પરમાત્મા)ની સેવા કરીશું. અર્થાત્ અમારે તમારી કાંઈજ જરૂર નથી. (ટેક) જેનું મન જેની સાથે બંધાય તે પ્રમાણે તે વર્ત્તે. (પછી દાખલો આપે છે કે ) મારૂં ઘર પ્રથમ રાતું (સ્ત્રી કુટુંબાદિથી ભરપૂર ) હતું, તે હવે હરિરૂપી રસથી માતું થયું છે. અર્થાત્ હવે સાંસારિક વિષયોથી મુકત (હરિરસમાં નહાતું) થયું છે, અને તેનાજ ગુણ ઘેરે ઘેર ગાતું ફરે છે. (ટેક) બધા સાથમાં (સઘળાં માણસોમાં ) હું એકલોજ ભુંડો છું, ભુંડાથી પણ ભુંડો છું; તમારા મનમાં આવે તેમ મને કહેજો (પણ મારે તેની પરવા નથી. કારણ કે મને ઉંડો નેહ લાગ્યો છે.( મારે શ્રી પ્રભુ સાથે ઉંડી ( ગાઢ ) પ્રીતડી બંધાઇ છે. (ટેક) કર્મની અને ધર્મની અથતા ( પુણ્ય કર્મ કરવાં અને દાન કરવું) ઈત્યાદિ જેટલી વાતો છે, તે મને ગમતી નથી. જેનાથી સઘળા પદાર્થ મળે એવા મારા પ્રભુની

તોલે તે (કર્મ ધર્મની વાત )કદી આવે નહિ. (ટક) ટીપઃ—નરસિંહ મહેતા કર્મ ધર્મને માનતા ન હોતા. તે તો માનતા હતા કે ઈશ્વરનુ ભજન કરવાથીજ તે મળે છે, અને તે મળ્યા એટલે બસ, સઘળી વસ્તુઓ તેમાં સમાયલી હોવાથી સઘળુંજ મળે છે; માટે ઇશ્વરનું ભજન કરવું, અને કર્મ ધર્મની વાત છોડી દેવી. હું નરસિંહ મહેતો હલકાં કર્મ કરનાર છું, અને મને તો વૈષ્ણવ (હરિ ભક્તજ) વહાલા છે હરિજન ( હરિભક્ત )થી જે લોકો જુદાઇ ગણશે, તેમના ફેરા ફોગટ ઠાલા છે. અર્થાત્ તેમનો જન્મ દુનીઆમાં નિરર્થક છે. કારણ કે જેને માટે જન્મ આપવામાં આવ્યો છે તે હેતુ નષ્ટ થાય છે. (ટક) ટીપઃ—હરિજનથી જુદાઇ ગણવી નહિ એટલે ગમે તે જાતનો હોય ફક્ત હરિજન જોઇએ તો પછી તે અને આપણે સઘળા સરખા જઇએ.

**ઇશ્વર ઇચ્છા ઉપર શ્રદ્ધા રાખવી.**

| | |
|---|---|
| ખરખરો=લાગણી | શ્વાન=કુતરો |
| ફોક=મિથ્યા | ભવન=ઘર |
| ચિંતાવ્યો=ધારેલો | છત્ર=છાંયડો |
| અર્થ=હેતુ; વિચાર. | લતા=વેલ |
| ઉગરે=રહે; બચે | યથા=જેમ |
| ઉદ્વેગ=અફસોસ; દિલગીરી | વ્યર્થ=ફોગટ; નકામો |
| શકટ=ગાડું | શોચે=દિલગીરી કરે |
| | જુગલ=બે; જોડ |

**સમજુતી**—જગતના ગુરૂદેવ પરમેશ્વરને જે ગમે અર્થાત્ તેની ઈચ્છાથી જે થાય, તેની દિલગીરી કરવી ફોગટ છે. આપણો ધારેલો વિચાર (કાર્ય) કાંઇ પણ થતું નથી. (ઈશ્વરનું ધારેલુંજ થાય છે.) ઊલટો આપણે માટે શોક કરવોજ રહે છે. (ટક) ગાડાની નીચે

ચાલતું કુતરૂં જેમ હુંજ ગાડું ખેંચું છું એમ માને, તેમ સર્વે વાત હુંજ કરૂં છું એવું મનુષ્યો માને છે, તે અજ્ઞાનતા (મૂર્ખાઇ) છે. એવીજ રીતે સૃષ્ટિનું મંડાણ (શરૂઆત) પણ છે. (અર્થાત્ ઇશ્વિરની મરજીથી આ સઘળી દુનીઆ ઉત્પન્ન થએલી છે. ) તે વાત કોઇક જોગી અથવા મહા તપસ્વીજ જાણે છે. ( સઘળા લોકો તો " હુંજ કરૂં છું ,, એવા ભ્રમમાંજ કુટાય છે. (ટેક) જો મનુષ્યથી થતુ ( બનતું ) હોય તો કોઇજ દુઃખી રહે નહિ. શત્રુઓને મારી સઘળા મિત્રોનેજ રાખે. ગરીબ અને રાજા કોઇ દૃષ્ટિએ પડેજ નહિ. (સઘળા સરખાજ દેખાય) બીજાનો છાંપડો પડ્યાથી ઘર પર ઘર બાંધે અર્થાત્ કોઇના ઘરનો છાંપડો બીજાના ઘર પર પડે, તો તે તુરત પોતાનું ઘર પેલાથી ઉંચું કરાવે. એટલે પર ઘરનું શીઝું પણ ખમે નહિ. (ટેક) ઋતુઓ એની મેળેજ જેમ વેલ, પાંદડાં, ફળ, ફૂલ વગેરે આપે છે. (જે પ્રમાણે જે ઋતુમાં થવું જોઇએ તે પ્રમાણે તે ઋતુમાં ઇશ્વર પ્રેરણાથીજ થયા કરે છે. ) મૂર્ખ મનુષ્ય મનમાં ફોગટ શોચ (દિલગીરી) કરે છે. જેના નસીબમાં જે લખ્યું હોય છે તે તેને યોગ્ય સમયે એની મેળેજ મળે છે. (ટેક) ગ્રંથોની ગરબડ કરીને કાંઈ પણ વાત ખરી કીધી નહિ, (અર્થાત્ વેદમાં ઇંદ્ર, વરૂણ આદિ દેવો માન્યા, ઉપનિષદોમાં નિરંજન નિરાકાર ઇશ્વર માન્યો, વળી પુરાણોમાં મૂર્તિઓ માની. આમ ગ્રંથોમાં ગરબડ કરી નાંખી.) તેથી મારા મનમાં તો એમ આવે છે કે મન, કર્મ અને વચનથી પોતે માની લઈ, જેને જે ગમે તેને તે પૂજે, અને તેને ઓળખે, એજ ખરૂં છે. (ટેક) સંસારના સુખને મિથ્યા માનજો. કૃષ્ણ વિનાનું બીજું સર્વે કાચું છે, બે હાથ જોડી નરસિંહ કહે છે કે હું જનમો જનમ હરિનેજ

ધાર્યું છું- હરિ (કૃષ્ણ પરમાત્મા) નીજ ભક્તિ કરૂં છું. (માટે દરેક માણસે કરવી એ વ્યંગ્ય (લાક્ષણિક અર્થ) છે.

**પાઠ ૧૫ મો.**

**હરિજનનાં હૃદય.**

હરિજન=હરિભક્ત; હરિને ભજીને તેમના મય થઇ ગયેલા પુરૂષ.

પંખીડા=જીવ (જીવ રૂપી પંખીડા)

આરો=ઓવારો; ઘાટ; છેડો.

હરિપદ=ઇશ્વરનું સ્થાન; હરિના ચરણ કમળ; ઈશ્વરનું ભજન.

અલખ=સૂક્ષ્મ દૃષ્ટિએ પણ જે ધ્યાનમાં ન આવે તે; બ્રહ્મ.

લખ=જેમાં સૂક્ષ્મ દૃષ્ટિ પહોંચી શકે તે.

(સંસ્કૃત લક્ષ ધાતુ પરથી=જોવું)

લેહે=તાન

પારંપાર=હેઠા હેઠ; છેડા સુધી.

ભજાડી=આપી

સંત=ઇશ્વરને ઓળખનાર મહાત્મા; પવિત્ર પુરૂષ.

સાહેલી=સખી; સ્ત્રી.

દાનવ=રાક્ષસ. (દનુ) (દિતિ) નામની કસ્યપ ઋષિની સ્ત્રીથી ઉત્પન્ન થયેલા માટે દાનવ.)

દેવા=દેવો

હરજી=ઇશ્વર

**હરિજનનાં હૃદય**—અત્યાર સુધીમાં થયેલા હરિજન (હરિ ભક્તો) નાં હૃદય હરિના ભક્તિ રૂપી રસથી આર્દ્ર થઈ, કેવાં રસલીન બન્યાં હતાં; તે દૃષ્ટાંતથી બતાવી ધીરો ભગત પોતાના જીવને—સર્વ પંખીને (સર્વ જીવને) બોધ કરે છે.

**સમજુતી**—હે ભાઈ, મનુષ્ય રૂપી પંખીડા આતો ઉતરવાનો ઘાટ છે, માટે પીયુ પીયુ પીયુ એવો પોકાર કરો. અર્થાત્ જીવને શિખામણ આપે છે કે હે ભાઇ, મનુષ્ય-પંખી આ સંસાર રૂપી સાગરનો ઘાટ તારે ઉતરવાનો છે, અને પેલેપાર હરિપદમાં જવાનું છે. ઘાટ ઉતરવા માટે નાવ જોઇએ માટે કવિ કહે છે કે પીયુ પીયુ પોકારો. એટલે ઇશ્વરના ભજન રૂપી મધુર અવાજ કરો—ઇશ્વરનું

ભજન કરો. એ ભજન રૂપી નાવથીજ તમે આ સંસાર રૂપી સાગરનો ઘાટ તરી શકશો. તમારા હૃદય કમળમાં અર્થાત્ મનમાં હરિનું પદ—ઇશ્વરનું ભજન—ઉપાધિ રહિત હરિનું આનંદમય સ્થાન ધારણ કરો. અર્થાત્ હરિના ચરણ કમળનું ધ્યાન ધરો. (ટેક) જે સ્ત્રી પુરૂષોએ જાગીને જોયું છે—સમજીને ઇશ્વર ભજન કર્યું છે, તેમને અલખ, લખ (સાકાર અથવા નિરાકાર ઇશ્વર) ના ભજનની લેહે (તાન) લાગ્યું છે. એ તાનથીજ અર્થાત્ ભજનથીજ મીરાંબાઈ અને શબરી એ સહજમાં સંસાર સાગર તરી ગયાં છે. અર્થાત્ તેમનું ચિત્ત હરિના ભક્તિ રૂપી રસમાં નાખ્યું કે તરતજ તેઓને મોક્ષ મળ્યો. (ટેક) ગોપીચંદ રાજા અને ભરતને પણ એવી લેહે લાગી હતી, તેથી તેઓ આ સંસાર રૂપી સાગરમાંથી ઠેઠાઠેઠ ચાલી ગયા—પાર ઉતરી ગયા. એજ રીતે પીપો, સુરદાસ અને હરિનો દાસ કબીરો એ સર્વે ઇશ્વરના ભજનની લેહેથીજ મોક્ષ પામ્યા છે; એ વાતને સઘળો સંસાર જાણે છે એટલે એ વાત જગ જાહેર છે. (ટેક) ઉપર પ્રમાણેજ કુમો કુંભાર, સદનો કસાઇ, ધનોજી જાટ અને નામો છીપી એ સર્વ પણ હરિ ભજનથી મોક્ષ પામ્યા છે. ભિલ્લ ભક્ત ને (વાલ્મિકીને) ઇશ્વરે સંતની સંપત્તિ અર્થાત્ સંત લોકના જેવી સ્થિતિ—મોક્ષ આપ્યો છે. મતલબ કે ગમે તે જાતનો હોય પણ તે જો પોતાનો (ઇશ્વરનો) ભક્ત હોય તો તેને ઇશ્વર મોક્ષ આપે છે. (ટેક) જનક રાજા અને શુકદેવ જોગી એમના જીવતરને ધન્ય છે ! એ મહાન સંત પુરૂષો ઇશ્વરના ભજનથીજ મોક્ષ પામ્યા છે. માટે હે ચતુર, તમે વિચારો કે એમનાં હૃદય તે કેવાં હરિરસથી ભીનાં હશે ! (ટેક) શાહ બલખ બુખારાનો પાદશાહ જેને

હરિ ભક્તિનું તાન લાગવાથી પોતાની રંભા તુલ્ય રૂપાળી ૧૬૦૦ રાણીઓને છોડી દીધી (ત્યાગ કરી.) અઢાર લાખ ઘોડા, બીજી દોલત અને દુનીઆ મૂકીને તે ઇશ્વરનું ભજન કરવા ચાલ્યા ગયા હતા. અર્થાત્ ઇશ્વરના ભજન આગળ રાજગાદી પણ વિસાતમાં નથી, એવું જ્ઞાન થવાથી બલખ શાહે સર્વ છોડી દીધું હતું. (માટે હે મનુષ્ય તું આ ફાંફાં મારવા છોડી દે, અને ઇશ્વરનું ભજન કર.) (ટેક) હે ભાઇ, ઇશ્વરના ભજનમાં કાંઇ નાત જાતનો નિયમ નથી. (અર્થાત્ અમુક જાત હોય તોજ તેને ભજન કરવાથી મોક્ષ મળે એવું કાંઇ નથી.) રાક્ષસે કોણ અને દેવોએ કોણ ? અર્થાત્ શત્રુ કોણને મિત્ર કોણ? એટલે ઇશ્વરને કોઈ શત્રુએ નથી અને કોઈ મિત્ર પણ નથી; કોઇ ઉંચે નથી અને કોઇ નીચે નથી. તેને મન તો સઘળા ભક્તો એકજ સરખા છે. માટે ધીરો ભગત કહે છે કે જે માણસ ઇશ્વરનું ધ્યાન ધરે, તે ઇશ્વર રૂપજ છે. અર્થાત્ ઇશ્વર કદી પણ પોતાના ભક્તોથી દૂર રહેતો નથી—જુદો રહેતો નથી; તે તો પોતાના ભક્તોનાં અંતઃકરણોમાં વાસ પૂરીનેજ રહે છે.

## ધર્મ વિષે.

ધુર=પ્રથમ; શરૂઆત.
ધારે=વિચારે; વિમાસણ કરે.
શૌચ=પવિત્રતા. (શુચિ ઉપરથી શૌચ. શુચિ=પવિત્ર.)
આચાર=આચરણ.
કુસંગ=નઠારી સોબત (કુ+સંગ)
અનૃત=જુઠું
કરતાર=કરનાર; બનાવનાર; ઇશ્વર.
શશિ=ચંદ્ર; સોમ
શર્વરી=રાત્રિ
ધામ=ઘર
નરદેહ=મનુષ્ય દેહ
નકામ=નકામો
દંભ=ઢંગ; ખોટો ડોળ.
સમ=સરખા
ઉર=મન
ચારૂ=સુંદર

**સમજુતી**—હે ભાઇઓ તમે મૂળથીજ ધર્મનો વિચાર કરો. કવિ ધર્મની વ્યાખ્યા આપે છે કે:—બધાં કપટ ( દગાફટકા, લુચ્ચાઈ, લફંગાઇ ઈત્યાદિ) છોડી દઇને જે પાપમાં પડતાં ધારે (વિચાર કરે) કે આ પ્રમાણે કરવું એ ખોટું છે અર્થાત્ પાપ કરવું એ ખોટું છે એવું ધારવું એનું નામજ ધર્મ. (ટક) સાચું બોલવું, દયા રાખવી, ઈશ્વરનું સ્મરણ કરવું, પવિત્રતા રાખવી એ ચાર ધર્મના પગ છે.—પગ રૂપ છે. (જેમ પગ વિનાનો માણસ ચાલી શકે નહિ, કામ કરી શકે નહિ તેમ એ ચાર શિવાયનો ધર્મ નકામો છે.) જેના મનમાં એ ચાર વસ્તુઓ વાસ કરીને રહી છે અર્થાત્ જે એ ચાર નિયમ પાળે છે તેનોજ આચાર (આચરણ) ઉત્તમ છે. (ટક) વહેમ, અહંકાર, નઠારી સોબત અને જુઠું એ ચાર અધર્મના પગ છે. (અધર્મ ન રાખવો હોય તો તેના એ ચારે પગ કાપી નાખવા.) એ દુર્ગુણો જો શરીરમાં પેસે તો અંદર પેસીને તેઓ ધર્મનો ભંગ કરે છે. અર્થાત્ ધર્મ ઉપરથી શ્રદ્ધા ઉઠાડી મુકે છે. (ટક) હવે પહેલા ગણાવેલા ધર્મના ચાર પગ રાખવાથી એટલે સત્ય, દયા, તપ, શૌચ એ ચારે રાખવાથી શું ફાયદા થાય તે કહે છે:—

જો શરીરમાં સત્ય વાસો કરીને રહ્યું હોય તોજ સાચો વિચાર સુઝે, અને એથીજ બુદ્ધિનો પ્રકાશ ઘણો વધે. અર્થાત્ બુદ્ધિનો વિકાશ થાય અને એથીજ ઇશ્વર હાથ ઝાલે અર્થાત્ ઇશ્વરના પદને પમાય. (ટક) ચંદ્ર વિનાની જેવી રાત્રિ નકામી છે, દીવા વિનાનું ઘર નકામું છે તેમ સત્ય વિનાના માણસનો દેહ નકામો જાણવો. (ટક) જેને જીવ ઉપર દયા છે, ગરીબનાં દુઃખ મટાડે છે અને શરીર, પૈસો અને તે બે ન બને તો છેવટે વાણી વડે પણ સર્વને સુખ આપે,

સઘળાંનું કલ્યાણ (ભલુ) કરવા માટે સારૂં ઇચ્છે—બધાનું કલ્યાણ થાય એવી ભાવના કરે, એક પણ અવગુણ મનમાં રાખે નહિ એનુંજ નામ દયા. અર્થાત્ આટલા ગુણોનો દયામાં સમાવેશ થાય છે. (ટેક)

ધર્મ પાળવામાં ગમે તેટલું દુ:ખ આવી પડે છતાં તે પાળેજ એનું નામ તપ. એ સિવાયના બીજા (તપ કરીએ છીએ એવું બતાવવાના) ઢોંગ અનેક (ઘણા) છે, તેણે કામ સુધરતું નથી. અર્થાત્ તેનાથી મોક્ષ મળતો નથી. (ટેક) જે માણસ તપ કરીને (દુ:ખ સહન કરીને) પોતાના શરીરને મજબુત બનાવે, ઇંદ્રિયો અને પ્રાણને છતે, પોતાના મનને વશ રાખે તે ચતુર સુજાણ—હોશિઆર પાવરધો થાય. (ટેક) સુખ અને દુ:ખને સરખાં ગણે, હરખ અને દિલગીરીને પણ સરખાં ગણે, ધીરજ અને ધર્મને કદી ભૂલી જાય નહિ અર્થાત્ ધૈર્ય રાખે અને ધર્મ પણ રાખે એવા માણસો કોઇકજ ! (એટલે ભાગ્યેજ બધા નિયમ પાળનારો માણસ દુનીઆમાં મળે છે.) (ટેક) પવિત્રતાને માટે જે જે ક્રિયાઓ કરવી પડે તે તે સઘળી કરીને શરીરને શુદ્ધ રાખે; શરીર શુદ્ધ કર્યા પછી પોતાના મનનો મેલ જ્ઞાન રૂપી પાણીથી ધૂએ, અર્થાત્ જ્ઞાન મેળવે, (બાહ્ય શુદ્ધિ વિના આંતર શુદ્ધિ થાયજ નહિ) તેજ માણસ બહાદુર છે. (ટેક) ઉપર કહ્યો તેવો ધર્મ જે પ્રાણી પોતાના મનમાં ધારણ કરે—પાળે તેજ પવિત્ર છે. એવા માણસોનું આ જગતમાં જીવવું સફળ છે, અને તેમનાંજ ચરિત્રો સુંદર છે. અર્થાત્ તેમનુંજ વર્તન શુદ્ધ છે.

### પાઠ ૨૯ મો.

આંક=આંક શબ્દનો અર્થ ખોળો છે, નાટકની વસ્તુને રસ તથા ભાવ સહિત અભિનયવડે સભાસદોના ખોળામાં અપાતી હોય તેમ તેમના મનમાં આરોપણ કરવામાં આવે છે માટે નાટકના

એ ભાગને અંક કહે છે. નાટકમાં જે શબ્દ વપરાય છે તે રૂઢ થયેલો જાણવો. (સત્યભામા રોષદર્શિકા ખ્યાન.), પ્રકરણ; ભાગ.

પ્રોઢા=પ્રૌઢા (પ્ર+वह धातुनुं भू. कृ. ऊढ પરથી મોટા.)

પંચામૃત=(પંચ+અમૃત; પાંચ પ્રકારનાં અમૃત્ત દૂધ, દહીં, માખણ, ઘી ઇત્યાદિ.

કલ્પતરૂ=ઇચ્છિત વસ્તુ મળે એવું ઝાડ.

શ્યામ શરીર=કાળા શરીરવાળો; સર્પ. સાપના રાફડા પાસે હંમેશાં પાણી હોય છે. ગતક્ષબ કે પાણીવાળી જગ્યાએજ સાપ રાફડો બાંધે છે. માટે તે પાણી ક્યાં રહેલું છે તે તે જાણતો હોવો જોઇએ.

ગર્થે=પૈસાવડે-પૈસા આપીને

કર્મ=નસીબ, કપાળ

સાથ=વર્ગ; જથો; ટોળું.

ધુમ્રપાન કરે=ધુમાડાને પીએ, અર્થાત્ ચોરાશી ધૂણીની વચ્ચે બેસી તાપે. ( ઉનાળામાં આવા માણસો-સાધુ, ખાવા માલમ પડે છે.)

ટીપ:—ગળથુથી=સહજ મોરૂં એવું ગોળનું પાણી કરી તેને ઉનું કરી તેમાં ઘી નાંખી જન્મ પછીના ત્રણ દિવસ સુધી બાળકને પાવામાં આવે છે તે.

ઉદ્યમ એ રાજા છે અને કર્મ ( નસીબ ) તેના આગળ રાંકડું ગરીબ છે, તેનો અંક (એક ભાગ) તમારી આગળ ( સાંભળનાર આગળ ) હું ( કવિ ) કહું છું તે તમે સર્વ મનમાંનો અહંકાર મૂકી દઇને, હઈડાંને ખુલ્લું કરીને જો જો. (ખુલ્લે મને તપાસ કરજો.) કારણ કે અંધ ધર્મ શ્રદ્ધાથી આપણે એવું માનતા આવ્યા છીએ કે, 'ઈશ્વર કરે તે ખરૂં' 'નસીબમાં હશે તે થશે' આ વાત આપણા મગજમાં એવાં ઉંડા મૂળ ઘાલી બેઠી છે કે આપણને બીજી વાત રૂચતી નથી. ઉપરની વાત આપણે કહેતી વખતે જાણે તે સત્યજ હોય તેમ અભિમાન પૂર્વક અવાજ કાઢી કહીએ છીએ, આથી કવિને આવું કહેવાની જરૂર પડી છે.)

કર્મ બીજ રૂપે રહેલું છે જેનામાં એવો જે ઉદ્યમ-ઉદ્યમી હોય અર્થાત્ મન અને વાણી વડે ઉદ્યમ કરનારો નહિ, એટલે ઉદ્યમ કરૂંછું" એવું બતાવનારો નહિ પણ ખરેખરોજ ઉદ્યમ કરનારો જે માણસ હોય છે તે કુડકપટ-લુચ્ચાઈ-ઠગાઇ સર્વને જાણી જાય છે. કારણ કે અમુક કામ આપણે કરવા માંડયું. તેમાં ફત્તેહમંદ થવા માટે આપણે તે કામમયજ થવું પડે છે. અર્થાત્ તેના એકે એક વિભાગોનું બારીક નિરીક્ષણ કરવું પડે છે. જો તેમ ન કરીએ તો તે કાર્યમાં આપણે ફતેહ મેળવી શકીએ નહિ. આ પ્રમાણે જ્યારે સૂક્ષ્મ દ્રષ્ટિથી નિરીક્ષણ થાય ત્યારે તેમાં કોઇની લુચ્ચાઇ દોંગાઈ હોય તે સહજ પકડાઇજ આવે એ સ્વાભાવિક છે.

પ્રથમ ઇશ્વરે તો સઘળાંના શરીર નગ્નજ ઘડયાં હોય છે તે-માંથી ધીરજવાળો માણસ-ઉદ્યમીજ પોતાના અંગને સારી રીતે ઢાંકી શકે છે. (એનો અર્થ એવો નથી કે બીજા સર્વે નાગા ફરે છે પણ ઉદ્યમી સારી સ્થિતિમાં આવે છે એ બતાવવાનો ઉદ્દેશ છે. ઇશ્વરે નગ્ન શરીર બનાવ્યાં છે એટલે ઇશ્વરે તો સઘળાને સરખીજ રીતે જન્મ આપ્યો છે-આપે છે. પછી કોઇ સુખી અથવા દુ:ખી થાય છે એ પોત પોતાના ઉદ્યમનું ફળ છે.-(આ ઠેકાણે એક વાત યાદ રાખવા જેવી છે કે કેટલાક જન્મથી ગર્ભ શ્રીમંત જન્મે છે તેનું કેમ ? તો તેનો જવાબ એટલોજ છે કે તે ફળ સંચિત કર્મનું છે. સંચિત=પૂર્વે ભવે કરેલાં ન ભોગવાયલાં કામનો ભંડાર એ પ્રમાણે છેવટે તો કર્મજ પ્રધાન છે. તેની-જન્મ લેનારની-મા ઉદ્યમ વશ થઇને-ઉદ્યમી થઇને તે મોટા થાય તેટલા માટે તેને ગળથુથી પાય છે.—ત્યારેજ તે મોટા થાય છે. માટે ઉદ્યમજ શ્રેષ્ઠ છે. હવે ઉદ્યમ

કેવો કરવો તેને માટે કવિ કહે છે કે જે જેવા કુળમાં અવતરે છે તે તેજ કુળનો ઉદ્યમ કરે છે. અર્થાત્ વાણીઆનો દીકરો વેપારી થાય અને મોચીનો દીકરો તે મોચીજ થાય છે. હવે ઉદ્યમજ શ્રેષ્ઠ છે એ વાત કવિ દાખલા દલીલોથી સાબિત કરે છે:—

જો જો હું તમને ઉદ્યમની રીત-વાત કહું, દ્રષ્ટાંત આપું. ઘરમાં ઘણી ગાયો બાંધેલી છે. હવે એક કર્મી માણસ હોય તેને તો બિચારાને શેની ગતિ હોય કે ગાયોનો શો ઉપયોગ છે?–કારણ કે તે તો દૈવ ઉપર આધાર રાખનારો છે; પણ ઉદ્યમી હોય તેજ તેનું દૂધ દુહે, એ દૂધનાજ પંચામૃત-(દહિં માખણ ઘી ઇત્યાદિ)-રૂચિકર પદાર્થો થાય અને તે ઉદ્યમીજ ખાય. ઉદ્યમ કર્યા સિવાય બિચારૂં કર્મ (કર્મને માનનારો માણસ) શું ખાય? (નરસેંજ સુબુદ્ધિ ન વાવરશે, પરશે વરશાદ મરે તરશે') આ ન્યાયને એ મળતું છે.

પરમેશ્વરે જ્યારે દુનીઆ બનાવી ત્યારે સારાં મેડાવાળાં ઘર ઇત્યાદિ કાંઇજ નહોતું. પણ માટી, ચુનો અને લાકડાં-કાટ ઇત્યાદિ તો પુષ્કળ હતાં. હવે જો તે વખતના લોકો નશીબપર આધાર રાખી બેશી રહ્યા હોત તો આવાં ઘર થાતજ નહિ. એતો ઉદ્યમ વડેજ તેનાં ઘર થયાં છે. (માટે ઉદ્યમજ શ્રેષ્ટ છે). ઉદ્યમી માણસ કપાસ વાવીને તેનું રૂ બનાવે કે પછી રૂજ વેચાતું લાવે અને પછી વિવેક વડે વણીને તેનું વસ્ત્ર-લુગડું બનાવે છે; અને તે સર્વે પહેરે છે. (કર્મીપણ.) જો તે એવો ઉદ્યમ ન કરે તો (કર્મી) સઘળા કર્મને માનનારા નાગાજ ફરે. કારણ કે વસ્ત્ર ઉદ્યમ વિના રૂનું બનેજ કેમ? કપાસ ઉદ્યમ વિના પાકેજ કેમ? (માટે ઉદ્યમ શ્રેષ્ઠ છે.)

ઉદ્યમ તો કલ્પતરૂના જેવો છે. અર્થાત્ સર્વે વસ્તુ ઉદ્યમથી

મળી શકેછે– બની શકે છે.–જ્યારે ઉદ્યમી દુઃખ વેઠીને પૃથ્વી ખેડી તેમાં અનાજ વાવે છે, ત્યારેજ પૃથ્વી રસાળ થાય છે, અને અનાજ પાકે છે. ત્યારેજ તે અનાજ ખાઇને નશીબને માનનારા સુખે જીવે છે. (ઉદ્યમી ઉદ્યમ કરી અનાજ પકવે નહિ તો કર્મી ખાય શું?) માટે ઉદ્યમજ શ્રેષ્ઠ છે.

જ્યારે ઉદ્યમ કરીને તલ પકવે છે, અને વળી ઉદ્યમ કરી તેને ઘાણીમાં પીલે છે ત્યારેજ તેમાંથી તેલ નીકળે છે. વળી તેલ નીકળ્યું એટલેથી પણ દીવો થતો નથી પણ દીવેટ કરીને દીવો સળગાવે તો અજવાળું થાય છે, એ પ્રમાણે ઠેકાણે ઠેકાણે ઉદ્યમનુંજ જોર છે. જેમ ઉપર પ્રમાણે ઉદ્યમ કરી દીવો ન કરીએ તો અંધારૂં રહે છે તેમ એકલા કર્મ વડે અંધારૂં ઘોરજ રહે છે.

ઘરમાં જુદી જુદી જાતનાં ઘણાં અનાજ ભરી મૂકયાં હોય તો પણ તે રાંધ્યા વિના કેવી રીતેરંધાય ? અર્થાત્ રાંધવાનો ઉદ્યમ ન કરીએ તો નજ રંધાય, રંધાય નહિ ત્યારે ખાય શું ? દૂધને મેળવીને જ્યારે અધરકે છે ત્યારેજ દહીં થાય છે; અને દહીંને વલોવીએ ત્યારે જ ઘી થાય છે. (માટે ઉદ્યમ શ્રેષ્ઠ છે.)

ઉંડાણમાં જમીનને વિષે જે પાણી છે તે સાપજ જાણે છે (માટે સાપનો રાફડો જોઈ યોગ્ય સ્થાને) ઉદ્યમી માણસ કુવો ખોદે તોજ કર્મી પાણી પીએ. નહિ તો મરે તરશે. (અર્થમાં નોટ જુઓ.) પૈસા ખરચીને સોનું લાવીએ, પણ તેને ઘરમાં ભરી મેલીએ નહિ એટલે સોનીને આપી તેનાં આભૂષણ (ઘરેણાં) કરાવીએ, કરાવીને શરીરપર પહેરીએ–ઘાલીએ તોજ, મોંપર તેજ આવે છે. ઘરમાં સોનું ભરી મૂકવાથી તેજ આવતું નથી. (ઘરેણાં ઘાલવાથી માણસનો દેખાવ ફરે છે તે ઉપરથી સૂચિત. )

કોઈ ઘરમાં ચાકર હોય તે ધારો કે અમુક માણસની પાસે લુગડાં પણ લાવીને મુકે છે. પણ જો તે ઉભો થઈને ઉંચો નીચો થાયજ નહિ તો તે વસ્ત્રો પહેરાયજ કેમ કરીને ? (ઉંચું નીચું થવું એ પણ ઉદ્યમજ છે.)

સોના સિવાયની બીજી સપ્ત ધાતુ (જુદી જુદી જાતની ઘણી ધાતુઓ) છે અને તેમની જુદી જુદી અનેક જાતની વસ્તુઓ બને છે. ઉદ્યમી માણસજ તેનાં કામ (ઘાટ ઘડવાનાં કામ) કરે છે. પછી ઘાટ ઘડીને તેનાં નામ પાડે છે. એ સઘળું ઉદ્યમથી થાય છે, ત્યારે કર્મી તે વાપરે છે. (માટે ઉદ્યમજ શ્રેષ્ઠ છે.)

જેથી કરીને વૈકુંઠરાય (પરમેશ્વર) સંતોષ માને છે તે હવન, હોમ વગેરે ક્રિયાઓ ઉદ્યમથીજ થાય છે. હોમ, હવન કરવાથી ઈશ્વર પ્રસન્ન થઈ મેઘને વૃષ્ટિ કરવાનો હુકમ કરે છે, તેથી વરસાદ બારે વૃષ્ટિ કરે છે તેથીજ અનાજ પાકે છે; તે વડેજ સઘળી સૃષ્ટિ જીવે છે. એ સઘળું ઉદ્યમથી થાય છે. (માટે ઉદ્યમ શ્રેષ્ટ છે.)

મોટા મોટા ઋષિઓ અને તપસ્વીઓનો સમૂહ (સઘળાં ઋષિઓ અને તપસ્વીઓ) હાથવડે ઇશ્વરની પૂજા કરે છે અને ચોરાશી ધુણીએ તાપી ધુમાડો ખાઇ મોટો ધર્મ કરે છે—ત્યારેજ તેમનું નશીબ જોરાવર થાય છે. અર્થાત્ ત્યારેજ તેમને ઇશ્વર મળે છે. ( ઋષિઓ પૂજા કરે છે અને તપસ્વીઓ ધૂણીએ તાપી ધૂમ્રપાન કરે છે અર્થાત્ તપ કરે છે એમ સમજવું.)

એ પ્રમાણે પુણ્ય સિવાય કોઈ કંઈ પણ વસ્તુ પામતું નથી. (પુન્ય કરવામાં પણ ઉદ્યોગ ગર્ભિત રહેલો છે.) જેજે માણસોને આપણે ફતેહમંદીથી કામ કરતા જોઈએ છીએ, તે સર્વ ઉદ્યમવડેજ ફતેહમંદ થાય છે. (માટે ઉદ્યમ કરવો એજ શ્રેષ્ઠ વાત છે.

### પાઠ ૨૪.

સંબોધન=બોલાવીને ઉદેશીને કહેવું
સોહે=શોભે.
સમીર=પવન
શશીલેખા=ચંદ્રની કળા.
તરંગ=લહરી.
શતકાય=(શત=સો+કાય=શરીર) સો શરીર વાળું અર્થાત્ બહુરૂપ
વીચિમાળ=તરંગ-મોજા=લહરીઓ-ની માળા.
રમ્ય=મનોહર, આનંદ દાયક
કાસાર=સરોવર
સરઉરે=(સર=સરોવર ઉરે=અંદર)સરોવરમાં

નીલા લીલમના જેવા રંગવાળાં તમે જેના લાલ ગાલ ઉપર બેઠાં હતાં એવા સારા આંબાની ડાળ મૂકીને હે કોયલ (તમે) કયાં ગયા ?

ગાલ એ માણસના શરીરનો ખુલ્લો ભાગ છે, તે પ્રથમ દૃષ્ટિએ પડે છે, કારણ દરેક માણસનું મુખ ખુલ્લુંજ હોય છે. આ પ્રમાણે આંબાને જ્યારે નવી કુંપળો ફૂટે છે, ત્યારે તે લાલ રંગનો જણાય છે. કારણ કુંપળો લાલ હોય છે. મનુષ્યનાં જેમ ગાલ ખુલ્લા દેખાય છે, તેમ આંબાની લાલ કુંપળો પણ ખુલ્લીજ દેખાય છે; કારણ કે નવાં પાંદડાં ડાંખળીઓની ટોચે આવે છે. માટે માણસના ગાલ અને આંબાની નવી કુંપળો વચ્ચે સાદૃશ્ય છે આથી કવિએ ગાલની ઉપમા આપીછે.

ઉંચે આકાશમાં પ્રભાતના રંગ રાતા રાતા દેખાય છે, તેવા નીચે નીચે આના ( આંબાના ) મોર છે; તેને મૂકીને હે કોયલ તમે ક્યાં ગયાં ?

વસંતઋતુના પવનમાં આ વખતે આંબો ફાલી રહ્યો છે તોએ તે તમારા વિના સુનો લાગે છે—૪૦

કાળા કાળા જાડા મેઘને જોઇને શશી લેખાનાં કિરણ આંખને ઠારે છે, પણ તે લેખા જણાતી નથી તે પ્રમાણે અંધકારનાં પડ ફાડીને –ની આરપાર નીકળીને–તમારાં ઉંડા–હૃદયનાં–ગાન (બહાર આવેછે,) તે કાને સંભળાય છે પણ તમે દેખાતાં નથી. નદીની લહરી–મોજામાં શશી લેખાની સુંવાળી જાત ઉંચી નીચી નાની મોટી થાય છે. ( પાણીમાં ચંદ્રનું પ્રતિબિંબ પડે છે તે પાણી હાલવાથી લાંબું ટુંકું થાય છે તે ઉપરથી ) જેમ અનેક લહરીઓમાં ( પાણીની ) અનેક પરપોટા થાય છે અને પરપોટા લહરીઓપર બેસી–તેને લઇ લહરીએ. ધીમે ધીમે વહી જાય છે તમે મનમાં અનેક લહેરો આવે છે અને પરપોટા રૂપી ઘાટ (વિચાર) થાય છે પણ એ લહેરો પણ પરપોટા રૂપી વિચારને લઇ ચાલી જાય છે–તે પ્રમાણે અમારાં ઘણાં મનમાં તમારૂં ગાન સો શરીર વાળું થઇને–સર્વ વ્યાપી થઇને–વળી પાછી એકજ થઇને લપશી જાય છે–વિલીન થઇ જાય છે.

સમુદ્રના ઉંચા નીચા ઘણા તરંગો ઉપર ( લહેરો ઉપર ) બાણની પેઠે સરીને જેમ જોતાજોતામાં શફરી જાય છે તેમ અંધકાર રૂપી મોજાંની માળા ઉપર તમારૂં લીસુંલીસું ગાયન આજે સરી જાયછે–સંભળાતુ બંધ થાય છે. લીસું લીસુ કહેવાનું કારણ જલદી સરી જાય તે છે. લીસું હોય તો જલદી સરી શકે.

જેમ સફેદ ( રૂડા ) ચાંદામાં–ચંદ્રમા સુશોભિત ( આનંદદાયક ) કલંક દેખાય છે તેવાં તમે સરોવરમાં ચાંચ ભરતી વખતે તેના ઉર (પેટ)ને વિષે શોભો છો. અર્થાત ચંદ્રમાં જેમ કાળું કલંક શોભે છે તેમ તમે સરોવર જે ચંદ્રના જેવું સફેદ ચંદનીમાં દેખાય તેમાં પાણી પીતી વખતે–(તમારૂં પ્રતિબિંબ અંદર પડવાથી–કોયલનું પ્રતિબિંબ

કાળુંજ હોય તેથી) દેખાવ છે. ચંદ્ર તે સરોવર અને ચંદ્રમાં કાળો ડાઘો છે તેવો સરોવરમાં કાળી કોયલનું કાળું પ્રતિબિંબ.

હે, ફૂલની કળી ( સુકુમાર ) તમારી વાસ આ અંધારામાં આવે છે પણ તમારી કુંળી પાંખડીઓ જણાતી નથી—

તારાનું તેજ આકાશમાં ઝીણું ઝીણું દેખાય છે ખરૂં પણ તારા જોવાતા નથી–એ શું પદાર્થ હશે ? તે જણાતું નથી તેમ ઝલાતા પણ નથી તે પ્રમાણે તમારૂં હૃદયનું ગાન–હૃદયના ઉભરા દર્શાવતું ગાયન ઉંડાણમાં સંભળાય છે પણ તમે દેખાતાંએ નથી અને ઝલાતાંએ નથી

## પાઠ ૨૮ મો.

## નળનો વિલાપ અને કરકોટક નાગ.

ટીપઃ–જંગલમાં દમયંતીનો ત્યાગ કર્યા પછી નળ રાજા વિરહ દુઃખથી ઉન્મત્ત થઇ જાય છે; તે પ્રસંગના તેના વિલાપનું વર્ણન છે.

નળ=દ્વાપરના અંતમાં થએલો સૂર્ય વંશી રાજા; નિષધ દેશના વીરસેનનો પુત્ર. ( એ સ્વરૂપે સુંદર, શાસ્ત્ર જ્ઞાતા, ધનુર્વેદ નિપુણ ને પુણ્ય શીલ હતો. )

કરકોટક=પાતાળનો એક નાગ. (એક પ્રસંગે સપ્ત ઋષિના શ્રાપથી એ પૃથ્વી ઉપર બળતો હતો, એવામાં નળ રાજા વનવાસ નિકળ્યા હતા તેણે તેને દીઠો ને કાઢયો. એ ઉપકારને બદલે કરકોટકે તેને ડંખ દીધો, જેથી નળનું રૂપ કદરૂપું થયું. નળે એમ કરવાનું કારણ પૂછવાથી નાગે કહ્યું કે તમારે ત્રણ સંવત્સર છુપાં રહેવું છે; માટે મેં ડંખદઈ વરવું ( કદરૂપું ) રૂપ કર્યું છે. પછી નાગે ત્રણ વસ્ત્ર આપી રાજાને કહ્યું કે આ પહેરવાથી તમારૂં રૂપ હતું તેવું થશે. )

નયણે=આંખે

વિલાપ=રડતાં રડતાં દુઃખ કહી બતાવવું તે;

વ્યાકુળ=અશાંત; ગભરાએલું; બેબાકળું.

અવની=પૃથ્વી

વૈદર્ભી=વિદર્ભ દેશના રાજા ભીમકની છોકરી; દમયંતી;
વામા=સ્ત્રી ( ડાબા અંગની અધિકારી )
રામા=સ્ત્રી ( રમત=ક્રીડામાં સુખ આપનાર )
અવધ્ય=અવધિ; હદ.
કોકીલા સ્વરી=કોયલના જેવા મધુર કંઠ વાળી,
ઉપન્યો=ઉપજ્યો
વીખવાદ=ટંટો; બોલવામાં ઝેર
સાદ=ધાંટો
વિશ્વ મોહિની=જગતને મોહ પમાડનાર.
સૃષ્ટિ દોહિની=આખી સૃષ્ટિના દોહન ( સાર ) રૂપ.
સુંદરી=સુંદર સ્ત્રી; રૂપવંતી નારી.
વિરહિણી=વિખુટી પડેલી,
વલ્લભ=વહાલામાં વહાલો, ધણી.
દર્શ દુર્લભ=જેનું મળવું કઠણ થઇ પડયું છે એવી. ( દર્શ=દર્શન+દુર્+લભ=દુર્લભ=મળવું અઘરૂં )
પિયુના પ્રાણ=ધણીના જીવરૂપ; ધણીને જીવાડનારી,
વાટ=રસ્તો; માર્ગ
ધર્ણીનાં ચર્ણ ભુસ્યાં=પૃથ્વી પર પડેલાં પગલાં ભૂસી નાખ્યાં,
નિરવાટ=કોઇ આવ્યું ગયું ન હોય એવો રસ્તો
રૂએ=રડે
રૂદયા ફાટે=છાટી ફાટ
મોહ ધારણ=મોહને રાખનાર.
કર્મ કારણ=કર્મ શાથી થયું તે.
ભુજ=હાથ
હલાટે=કપાળે
વિલપે=રડે
કલપે=કલ્પાંત કરે
કબુદ્ધ=નઠારી બુદ્ધિ.
છેહ=દગો.
દારૂણ=ભંયકર
શ્યામા=સ્ત્રી ( કાળા રંગ વાળી )
હધ=હદ
સહીંના=સિંહના
સધ=તરત; સદ્ય
દોહેલે=મુસ્કેલીથી.
ગજ ગામી=સ્ત્રી ( હાથીની પેઠે ચાલનાર )
નિરમુખ=પાછા; વીલે મોઢે.
સાથ=સંગાથી
ગાઢો=જાડો
પ્રેમ જળ=પ્રેમનાં આંસુ,
લોહ=લુછી નાંખ

સ્વરે ધાયો=અવાજની દિશા તરફ દોડ્યો.
દવાગ્ન=દવ; જંગલમાં લાગેલી આગ
વ્યાળ=નાગ; સાપ
દયાસિંધુ=દયાના સાગર.
દીનબંધુ=ગરીબના બેલી
વન્હિ=અગ્નિ
પ્રાણદાન=જીવત દાન
જોજન=ચાર ગાઉ
શાતા પામ્યો=સુખ પામ્યો; શાંતિ મળી,
પ્રાણ=પ્રાણને; જીવને.
પુણ્ય શ્લોક=જેનું નામ લેવાથી પવિત્ર થવાય છે એવા; નળરાજા. ( યુધિષ્ઠિર પણ પુણ્ય શ્લોક કહેવાતા હતા )
વિપ્રવાચા=બ્રાહ્મણનું વચન
વૈદર્ભી કાંત=દમયંતીનો પતિ,
દાધો=દાઝયો
વૃ-તાંત=વીતેલી વાત.

**સમજુતી**--નળરાજા આંખમાં આંસુ લાવીને અનેક તરેહના દુઃખના પોકાર કરે છે; અને પોતાનું ગભરાએલું શરીર ભોંયપર પછાડે છે. ગરીબ વૈદર્ભી રાણી એકલી વનમાં બીશે ને ફાટી મરશે; તેથી જીવ્યાની હદ ટળી ગઇ છે. કોયલના જેવા મીઠા સ્વર વાળી એ સ્ત્રી ફરી નહિ મળે, એની સાથે તકરાર શા માટે થઇ ? હે ! મનને ગમી રહેલી દમયંતી બોલ, એમ નળ ધાંટા પાડવા માંડ્યો. હે! જગતને મોહ પમાડનાર, ચતુર, વિશ્વના સાર રૂપ સુંદરી, ધણીથી વિખુટી પડેલી, જેનું દર્શન દુર્લભ છે એવી, પતિના પ્રાણ રૂપ (જેના વડે ધણી જીવે છે ) એવી દમયંતી તું બોલ. વનમાં ફરતો અને રડતો આવ્યાનો રસ્તો જોતા ગયો, પણ કળિયુગે ભોંયપરનાં પગલાં ભુસી નાંખીને, જંગલ આવવા જવાના રસ્તા વગરનું બનાવી દીધું. નળરાજા વડની ડાળે વળગ્યો, ને છાતી ફાટ રડવા લાગ્યો; મોહ રાખનારને એ કામ શાથી થયું તે કારણ કપાળે હાથ દઇને કહે છે. રાજા ઘણો વિલાપ અને કલ્પાંત કરે છે, અને તેનું સુખ તથા

પ્રેમ સંભારે છે; કે મનને નબળી બુદ્ધિ સુઝી તેથી અન્યાયે તેને દગો દીધો. જંગલની હદ બિહામણી છે, તેમાં અજગર, વાઘ, વરૂ ને નાગ છે, મોટા મોટા કરાડા અને કોતરો જોઇને તથા સિંહની ગર્જના સાંભળીને એ સ્ત્રી તરત ફાટી મરશે. મહા મુસ્કેલીથી એ ગજ ગામીની મળી, અને દેવતા પણ વીલે મોઢે પાછા ગયા; તે વખતનો સ્વયંવરનો બધો સંગાત આ વાત સાંભળીને સુખ પામશે. રાજા રડે છે તેની આંખો કોણ લુછે ? એવામાં એક જાડો અવાજ સાંભળ્યો. હે નળરાજા પ્રેમનાં આંસુ લુછી નાખ ને મને મુકાવ અને આ બળી મરતાને બહાર કાઢ. એ વાણી સાંભળીને જાણ્યું કે રાણી છે, ને એનો રડી રડીને ઘાંટો બેસી ગયો છે. હરખથી ખુશી થઇને વીરસેનનો કુંવર ( નળરાજા ) અવાજ આવતો હતો તે તરફ દોડયો. દવ બળે છે તેમાં મોટો નાગ તરફડે છે, ને બરાડા પાડે છે; ને કહે છે કે દયાના સાગર, ગરીબના બેલી નળરાજા મને કાઢ. અગ્નિ દેવના વરદાનને લીધે નળ ન દાઝતાં પાસે ગયો, ત્યારે નાગે નમસ્કાર કર્યા, ને કહ્યું કે હે ગુણવાન રાજા મને પ્રાણદાન આપી જીવાડ, હું પણ તારાપર કાંઈ ઉપકાર કરીશ. જેની એક જોજન જેટલી દેહ હતી, એવા એ નાગને ઝેરથી ન બીતાં લીધો; અને ખાંધ પર ચઢાવી દવથી બહાર લાવીને મૂકયો; તેથી તે જીવને શાંતિ ( સુખ ) પામ્યો. નાગ કહે છે કે તમેજ ખરેખર પુણ્ય શ્લોક છો, મને બ્રાહ્મણનો શાપ હતો, તે મુજબ નળરાજા મળ્યા. નળ પૂછે છે કે આટલો બધો કેમ દાઝયો તે મને માંડીને વાત કહે. તારી હકીકત કહે કે બાઇ તું કોણ છે ? કારણ કે તું બહુ દુખ પામ્યો છે. નાગ કહે છે રાજા સાંભળો મને ઋષિનો શાપ થયો હતો.

## પાઠ ૩૨ મો.

### દિવ્ય મંદિર તથા લેખ.

દિવ્ય મંદિર=દેવતાઇ મંદિર
માનવરાજે=માણસે
મંદિરો=દહેરાં; મકાનો.
કીર્તિ કાજે=આબરૂને માટે
કાળ=વખત, નાશ કરનાર સ્વરૂપ
મહોદધિ=મહા સાગર ( મહા=મોટા +ઉદધિ=સાગર )
લુપ્ત થયાં=ડૂબી ગયાં; નાશ પામ્યાં.
કીર્તિ સ્તંભ=પ્રખ્યાતીને માટે ઉભો કરેલો લેખવાળો થંભલો
સહસા=એકદમ
ભૂકંપ=ધરતીનો કંપારો; ધરતીકંપ.
ગરવા=મોટા
શિલાખંડ=મોટા લેખવાળા પત્થરના કકડા
ચૂર્ણ=ભૂકો
મૃતસમ=મુડદા જેવો
જગોજગ=ઠેકાણે ઠેકાણે
અચળ=કાયમ (અ+ચળ)
ભવ્ય=મોટું; રોનકદાર
વિશ્વ મંદિર=સૃષ્ટિ રૂપ મંદિર
ભાસે=દેખાય
અનુપમ (સં) જેની કોઈ સાથે ઉપમા (સરખામણી) કરી ન શકાય એવું.
ઘુમટ=દહેરાંનો ઉપલો અર્ધા પોણા ગોળા જેવો ઘાટ; ઉઘાડેલી છત્રી જેવો ઘાટ.
વ્યોમ=આકાશ
વિરલા=અસાધારણ મનુષ્ય
રૂડીપેરે=સારી પેઠે; વિચાર પૂર્વક
દિવ્ય ભાષામાં=દેવતાઇ ભાષામાં; સાંકેતિક ચિન્હો વડે.
નભપટ=આકાશનું પડ (નભ=આકાશ+પટ=પડ)
રચના=બનાવટ
તારકલેખ=તારારૂપી લેખ
સંધ્યા=સાંજ
અભ્ર=વાદળાં
સંધ્યા અભ્ર=સાંજનાં વાદળાં
સુહીતા=શોભતા
વર્ણના=રંગના
વિવિધ=જુદી જુદી જાતના
અદ્‌ભુત=નવાઇ જેવી
લિપિ=લખાણ
દેશાટન (સં) દેશ પરદેશમાં મુસાફરી કરવી તે. (દેશ+અટન=ફરવું; ભમવું.)
ગૂઢલેખ=જેમાં કાંઇ છુપી વાત લખી હોય એવો લેખ.
લિપિભેદ=લખાણમાં જુદાપણું
ઉકેલી શકું=વાંચી શકું
દિવ્ય પુરૂષના=પ્રભુના

**સમજુતી**–માણુસે કીર્તિને માટે મંદિરો વગેરે બનાવ્યાં; પણ તે આજે કાળરૂપી મહાસાગરમાં કોણ જાણે ક્યાં નાશ પામ્યાં છે. નામ અમર કરવાને કીર્તિ સ્તંભ ઉભા કરતા; તેને મોટા ધરતી કંપ એકદમ ગળી જતાં. તેનાં નામ કે નિશાની ન રહેતાં રાનમાં રખડતા થઈ જાય છે; અને શિલા લેખો કકડા તથા ભૂકો થઇને મુડદાંની પેઠે ઠેકાણે ઠેકાણે પડતા જોવામાં આવે છે. કાયમ રહે એવી કીર્તિને માટે લેખો કોતરી રાખ્યા; તે પણ ઘસાઇને ભૂસાઈ ગએલા તથા ધૂળમાં દટાએલા જુઓ. એક અવિનાશી અને વિશાળ આ સૃષ્ટિરૂપી મંદિર દેખાય છે; તેનો આકાશરૂપી ઘણો સરસ ઘુમટ ચારે બાજુએ આવી રહેલો છે. એ એક મહાનપુરૂષ (ઇશ્વર) ની કીર્તિ ગાય છે; તેને કોઇ અસાધારણ માણુસજ સારી રીતે (વિચાર પૂર્વક) જોઇ શકે છે. દેવતાઇ ભાષામાં (સાંકેતિક ચિન્હો વડે ) તરેહ તરેહના મોટા લેખો લખ્યા છે એ એક મહાન પુરૂષના (પ્રભુના) ગુણ કહી બતાવે છે. સૃષ્ટિની રચનામાં એ લેખ જેની સાથે કોઈની સરખામણી ન કરી શકાય એવા રૂપવાળો દેખાવ છે; આકાશના પડપર તારારૂપી લેખો કહીં કહીં ચળકે છે. કેથે કેથે સાંજના વાદળાંના રંગોરૂપીલેખ શોભે છે; કોઇ વખત ઇંદ્રિ ધનુષના રંગના લેખો જણાય છે. એમ હંમેશાં અનેક પ્રકારના લેખની રચના શોભી રહે છે; તે દેવતાઇ નવાઈ જેવું લખાણ કોઇ વિરલ પુરૂષજ વાંચી શકે છે. દેશ પરદેશ મુસાફરી કરીને માનવકૃતમાં વિશાળ મંદિરો હું ભલે જોઉં; અને તેમના ગુપ્ત ન સમજાય એવા લેખ તથા લિપિઓનો ભેદ ભલે હું વાંચી ન શકું; પણ એક વિશ્વરૂપી મહામંદિર જોવાની દૃષ્ટિ પ્રાપ્ત થાય એમ ચાહુછું; તથા દિવ્યપુરૂષના (ઇશ્વરના) એ લેખ વાંચવાની હું શક્તિ માગુંછું.

## સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણનો દેખાવ.

રાણીવાવ=મહારાણી મિનળદેવીની વાવ
હાડ=હાડકાં; તુટેલા પત્થર
પુરાણ=પુરાતનકાળની; પુરાણી
હાલત=દેદાર; સ્થિતિ
કુમારિકા સરિતા=સરસ્વતી નદી (એ નદી સમુદ્રને ન મળતાં કચ્છના રણમાં સમાઈ જતી હોવાથી કુમારિકા કહેવાય છે.)
લાડતી=લાડ કરતી
વહી=જતી રહી
નદી સ્વરૂપે=નદીના પ્રવાહની પેઠે
સ્મિત કરી=હસીને
આલિંગન=ભેટવું
તુંપે=તને; તારા પ્રત્યે.
સૂચવતી=જણાવતી
મનુજકૃતિ=માણસની કરેલી રચના (ભગવાન મનુના નામપરથી માણસો મનુજ મનુથી જન્મેલા કહેવાય છે.)
બુઝાવતી=ભૂસી નાખતી
પ્રેમ સરિતાપૂર=પ્રેમ રૂપી નદીની રેલનું પાણી.
શૃંગ=શિખર; ટોચ.
મદ ભરીઓ=અહંકારથી ભરેલો.

**સમજુતી**—અહીં મોટું સહસ્રલિંગ તળાવ હતું; અને અહીં આ લાંબું સુતું છે તે જુનું પાટણ હતું. અહીંઆ મહારાણી મિનળદેવીની વાવની ભાગી તૂટી નિશાનીઓ પડેલી છે; અહીંઆ મોટા મોટા કિલ્લા કોટના બુરજો માટી ભેગા મળી ગયા છે. હમણાં એમ નામ દઈ દઇને વાતો કરવાની રહી છે, હે પુરાતન પાટણ નગર ! હમણાં તારા આવા દેદાર છે ! ગુજરાતનો વતની કોણ એવો નહિ હોય કે જેની આંખો આ સ્થળમાં ઉભા રહીને આંસુથી નહિ ભીંજાઈ હોય ? પેલી કુમારિકા સરસ્વતી નદી નિર્મળ જળથી વહે છે; તે જાણે નાસે છે, પાસે ધસે છે, લાડ કરે છે, લાજે છે ને ઘેલી થયેલી લાગે છે. ખરે ઈશ્વરની કૃપા આ નદી સ્વરૂપે—પાણીની પેઠે વહી ગઇ છે; તો પણ નદી તો હસીને પ્રીતિ સહિત તારા

પ્રત્યે આલિંગન ભરે છે. હે પાટણ ! તારા પ્રત્યે એ દયા લાવતી એમ સુચવે છે કે માણસની કૃતિને કાળની ગતિ ભલે ભૂસી નાખે; પણ મારૂં પ્રેમરૂપ નદીની રેલનું પાણી અખૂટ વહ્યા કરશે; ધન અને વૈભવના પદાર્થ છો લૂટાતા, પણ મારૂં ઝરણ લૂટાવાનું નથી. પર્વતનું શિખર તોડી પાડીને માણસ અહંકારથી ભરેલો ડોલે છે; ને જાણે છે કે મારૂં કૃત્ય હંમેશાં કાયમ રહેશે; તથા મારૂં શરીર કોમળ પાણી પોચું ઘડેલું છે, તે તો અનંત જુગ સુધી તેમનું તેમ પહોંચ્યા કરશે. પણ જતે કાળે—વખત જતાં કાળ (નાશ કરનાર સ્વરૂપ) તેને પણ ગળી જશે.

## પાઠ ૩૬ મો.

## જ્ઞાન મેળવવા વિષે.

વિવેક (સં) વિચાર; સારા નરસાની સમજ. (વિ=વિશેષ. વચ્ ધાતુ =સમજવું)

ભણનારા=અભ્યાસ કરનારા; વિદ્યાર્થી.

વિધ વિધ વિચાર=જુદી જુદી તરેહના વિચાર

ઉચ્ચાર=બોલ વાણી.

સારા ગુણ શોધો=સદ્ગુણની તપાસ કરો.

ભવ=જીંદગી; ઉંમર.

પાઠ=વિદ્યા; જ્ઞાન.

પાર=અંત; છેડો.

જ્ઞાન ગર્થ=જ્ઞાન રૂપી નાણું

ગુણ=સદ્ગુણ

ગાંઠવો=લઇ લેવો; બાંધી લેવો; સંઘરવો.

આચાર=રીતભાત. આ ઠેકાણે ફરજ; ધર્મ

આપે=પોતે; જાતે

આદરી=શરૂ કરી; આરંભી.

અભ્યાસ=ટેવ; મહાવરો.

જીવ જોડી=મન લગાડી

મનન કરવું=રટણ કરવું; વારંવાર સંભાર્યા કરવું.

મનન=વાંચેલી અથવા ભણેલી બાબતપર વારંવાર વિચાર કરવો તે

આગળે=આગલા વખતમાં; પહેલાં.

ઉદ્દાવ=ખીલવણી; ઉઘાડ; વધારો.

કળ=યુક્તિ
કરેતાર=કર્તા; પરમેશ્વર.
અંતર ઓળખો=ગુણ દોષ જાણો; મન પારખો.
પરજન=બીજો માણસ (પર+જન)
પાસ=પાસે
અસમજણું=અજ્ઞાન; મૂર્ખ.
પ્રભુપદ પ્રેમ=પરમેશ્વરના ચરણનો પ્રેમ
જનકૃત કારજ=માણસે કરેલાં કામ ઘર વગેરે
પ્રભુકૃત=પરમેશ્વરે બનાવેલાં; કુદરતી.
પેખી=જોઈ
સુપેર=સારી રીતે (સુ+પેર=રીત)
શશી=ચંદ્ર; સોમ.
ઘેર=ઘેરાવો; જથો.
તરણ=તૃણ; ઘાસ.
ઓપે=દીપે; શોભે.
જુગતી=તદબીર; કળા
અપાર=ઘણીજ (અ+પાર)
મતિ=બુદ્ધિ; અકકલ
ભણતર=ભણવાનું
રૂચી=હોંસ; પ્રીતિ

**સમજુતી**--હે વિદ્યાર્થીઓ આ વિવેકની વાત વાંચો; અને અનેક પ્રકારના વિચાર કરીને સારા ગુણો શોધો, હે વિદ્યાર્થીઓ ભણતર (નિશાળમાં ભણવાનું ભણીને) 'ભણી રહયા' એમ કદી બોલશો નહિ; સારા ગુણો શોધો. જો તમે આખી જીંદગી સુધી ભણસો તોપણ ભણતરનો (વિદ્યાનો) પાર પામવાના નથી, માટે સારા ગુણો શોધો. જ્ઞાનરૂપી નાણું અને સદ્દગુણ સંઘરવા ( મતલબ ) કે જ્ઞાન અને સદ્દગુણ મેળવવાં જોઇએ) એ આપણી એક મુખ્ય ફરજ છે; માટે સારા ગુણો શોધો. સઘળે વખતે અને સઘળી જગાએ તમે પોતે એવો મહાવરો (જ્ઞાન અને સદ્દગુણ મેળવવાનો) રાખી, સારા ગુણો શોધો. તમે જેમ જેમ જીવ લગાડીને મનમાં મનન કરી જુઓ; તેમ તેમ એ વખતે જુઓ કે આપણો આત્મા કયાં શું કામ કરે છે ? સારા ગુણો શોધો. એ વખતથી અગાઉ બીજા જે જે બનાવો

બનેલા હોય તે તમે તપાસી જુઓ, એથી બુધ્ધિનો એકદમ વધારો થાય છે; માટે સારા ગુણો શોધો. તમે શરીરના સાંધા તથા બળનો અને જગતનો વિચાર કરી જુઓ, કે આપણું શરીર પરમેશ્વરે કેવી યુકિતથી અને કેવા કારણથી બનાવ્યું છે; માટે સારા ગુણો શોધો. પ્રથમ આપણું મન ઓળખો, પછી સારૂં, નઠારૂં કે મૂર્ખ પરાયું માણસ જો પાસે આવે, તો જુઓ કે એ શાથી આનંદમાં કે ઉદાસમાં છે; માટે સારા ગુણો શોધો. માણસના જે જે ગુણ જીવે જાણવાની જરૂર જાણી છે, તે જાણવાં; અને દુ:ખ તથા દુર્ગુણને દૂર કરીને અક્કલ આપો અને લો; માટે સારા ગુણો શોધો. એ પછી એક બાબત જરૂરની છે કે પરમેશ્વરના ચરણનો પ્રેમ તથા જ્ઞાન મેળવો; આપણને એજ પ્રભુએ દયાથી શું શું આપ્યું છે ? માટે સારા ણો શોધો. માણસના કરેલાં કામો જોયા પછી ઇશ્વરનાં કૃત્યો સારી પેઠે જોઇને સારા ગુણો શોધો. પહાડ, પથ્થર, વન, પ્રાણીઓ અને ઘણા તારાઓનો જથો જુઓ ને સારા ગુણો શોધો. દરિઓ, સૂર્ય અને ચંદ્ર જોતાં હજારો વિચાર થાય છે; ફક્ત તૃણ–ઘાસ, ફળ અને ફૂલમાંજ જુઓ તો તેમાં પણ ઇશ્વરી અપાર યુકિતઓ શોભે છે; માટે સારા ગુણો શોધો. વળી જેમ જેમ વિચારશો તેમ તેમ આવી રીતે વધારે અક્કલ આવશે; વળી દલપતરામ કવિ કહે છે કે સારૂં ભણતર તમે હોંસ ( ભાવ ) રાખીને ભણો, ને સારા ગુણો શોધો.

**પાઠ ૪૦ મો. સૂર્યોદય**

સૂર્યોદય ( સં ) સુરજનું ઉગવું તે. સૂર્ય+ઉદય. ઉદયમાં ઉદ્ ઉપસર્ગ+ઇ ધાતુ=જવું )

પ્રાચી=પૂર્વ

નભ=આકાશ; વ્યોમ

રક્ત=રાતું
દીસે=દેખાય
પ્રતાપી=કીર્તિવંત; જેને જોઇને બીજા અંજાઇ જાય એવો.
ભૂપાળ ( સં ) પૃથ્વીનો પાળનાર; રાજા. ( ભૂ+પાળ )
નિહાળી=જોઇ
વિતર્ક=વિશેષ વિચાર
રવિ સ્વારી=સૂર્યની સ્વારી
વિશેષ=વધારે; ઘણી.
ધાતી આવે=દોડતી આવે; ઝડપથી આવે.
સાંધો=ક્ષિતિજ
ધરા=પૃથ્વી
નભ=આકાશ
તૃષ્ણા=ઇચ્છા; મરજી
અંત=પાર; છેડો.
પ્રતિબિંબ=સામી છબી
તેજ=પ્રકાશ; અજવાળું.
ખવાસ=રાજાનો સાથે રહેનાર નોકર; ગોલો;
ડમાંક=ભપકો; ડોળ.
નૃપ (સં) રાજા ( નૃ=નર; માણુસ +પ=પતિ; પાળનાર )
લેખી=જાણી
ઉદયાચળ=એ નામનો પૂર્વ દિશાએ કલ્પેલો પર્વત.
જાજમ=પાથરણું
બિછાવી=પાથરી

ઠરાવ્યું=ગોઠવ્યું
સિંહાસન=દેવકે રાજાને બેસવાની સિંહના આકારની બેઠક (સિંહ+આસન )
કેસરી=ગરદન પરના વાળના ગુચ્છાવાળો; સિંહ
બિંબ=છબી
આદર્શ=પ્રતિબિંબ
દશદિશા=ચાર દિશા ચાર ખુણા ઉપર ને નીચે.
સંગ્રામમાં=લડાઇમાં
સિધાવ્યાં=ચાલ્યાં; ગયાં
તાતો થયો=તપ્યો.
અંધેર=ગોટાળો
ટાળવાને=દૂર કરવાને
ઉચારે=બોલે
ઉર=મન
તુલ્ય=જેવા; સમાન.
નિજ=પોતાના
ઇષ્ટ=મુખ્ય દેવ, પોતે જેને ભજતો હોય તે દેવ.
મહી=પૃથ્વી.
દ્વાદશ લક્ષ=બાર લાખ.
મૃન્મય=મટોડીનું
દીપક જ્યોત=દીવાનો ભડકો
લગ્ન=સંયોગ; મેળાપ.
અંગીઠું=સોનીની સગડી

છોટો=નાનો
કોટિ=કરોડ
ભાનુ=સૂર્ય; સૂર્યના ક્રમે ગણાતા બાર નામોમાંનું ચોથું નામ (વરૂણ, સૂર્ય, વેદાંગ, ભાનુ, ઇંદ્ર, રવિ, ગભસ્તિ, યમ, સ્વર્ણરેત, દિવાકર, મિત્ર અને વિષ્ણુ. પ્રત્યેક માસમાં પ્રત્યેક આદિત્ય અધિષ્ઠાતા હોય છે. )
પસરાર=ફેલાય
નૂર=તેજ
વ્યાપે=ફેલાય
પ્રતાપ=મહિમા
તોલ=વજન.
લઘુ=નાનો
વિદેશી=પરદેશી
જડ=જીવ-બુદ્ધિ વગરના
ભાન=સમજ
સુજાણ=બુદ્ધિવાન
માન=મોટાઇ
અદર્શ=ન દેખાતું
ચમૂ=સેના; લશ્કર.

**સમજુતી**—સવારમાં સૂર્યોદય વેળા પૂર્વ દિશામાં આકાશ રાતું દેખાય છે, અને એ તરફ ઘણી શોભા થઇ રહે છે; જાણે આજે કીર્તિવાળો રાજા પરણે છે, અને તેના આનંદમાં ગુલાલ ઉડી રહ્યો હોયની તેના જેવો દેખાવ એ રતાશનો લાગે છે. (૧) વળી આકાશની રતાશ જોઇને કવિ વધારે તર્કવાળી વાણી વદે છે, કે સૂર્યની સ્વારી ઝડપથી દોડતી આવે છે, તેથી આ રાતી ધૂળ ઉડી રહી છે. (૨) પૃથ્વી ને આકાશની હદ મળી ગયાનો સાંધો ( ક્ષિતિજ ) જણાય છે, તે મનની ઇચ્છાના છેડા જેવો ગણાય છે, કારણ કે તે પાસે દેખાય છે તો પણ તેનો પાર પમાતો નથી; તથા જોવા જનારો માણસ છેતરાય છે. (૩) રાજાના ખવાસનો ભપકો જોઇને એજ રાજા છે, એમ જાણી અજાણ્યા માણસ નમે છે, તેમ એ સૂર્યના પ્રતિબિંબનું તેજ પડ્યુ છે, તેને અજ્ઞાનીઓ એ સૂર્યદેવ છે એમ જાણે છે· ( ૪ ) ઉદયાચળ પર રાતું આકાશ છે, તે જાણે સારી જાજમ

પાથરી છે; તથા હવામાં જે પ્રતિબિંબ છે, તે જાણે એક સિંહાસન લાવીને ગોઠવ્યું છે. ( ૫ ) તે પર કેસરી સિંહ વાઘ જેમ કૂદીને ઉઠે, તેમ સૂર્યદેવ એકદમ કૂદીને આવ્યો, તેથી મૂળ બિંબમાં પ્રતિબિંબ સમાઇ જાય છે, અને પ્રતિબિંબ જતું રહેતાં છબી એક થઇ રહે છે. (૬) જ્યાં બિંબમાં સૂર્ય આવીને પેઠો ( પ્રકાસ્યો ) કે તેણે જેમ સિંહાસન પર રાજા બેઠો ને લસ્કરો લડાઇમાં મોકલ્યાં, તેમ પોતાનાં કિરણો દશે દિશામાં બધી તરફ ફેલાવ્યાં. (૭) સૂર્યદેવ રંગે રાતો દેખાય છે, તે જાણે ક્રોધથી તપ્યો છે, અને આ દુનીઆનો ગોટાળા વાળો કારભાર દૂર કરવાને કોઇ મહિમાવાન રાજા પૃથ્વી પાળવાને આવ્યા હોયની એમ લાગે છે. (૮) માણસો જય જય બોલે છે, અને મનમાં પ્રેમ લાવીને પ્રણામ કરે છે ( પગે લાગે છે ) કેટલાક માણસો જેમ ગુરૂને પરમેશ્વર માને છે, તેમ કેટલાક સૂર્યને પોતાનો મુખ્ય દેવ માને છે. (૯) પૃથ્વી રૂપી માટીનું કોડીઉં છે, તેમાં જાણે પાણી રૂપી દીવેલ ભર્યું છે; અને તેના સંયોગ રૂપી દીવાસળી સળગી છે, તેથી જાણે સૂર્ય રૂપ દીવાની જોત સળગી રહી છે. (૧૦) જો દુરબીનમાંથી સૂર્યનું બિંબ જોઇએ, તો જાણે ધાતુ ગાળવાનું કુંડું સળગતું હોય, અથવા તોપના ગોળા ઉપર કીનખાબના ઘણા પાટા વિંટાળેલા હોય એમ જણાય છે. ( ૧૧ ) સૂર્ય પૃથ્વીથી બાર લાખ ગણો મોટો છે, તોપણ છેક નાનો દેખાય છે; એ જાણીને આ વિચાર આવે છે, કે મોટા માણસો કદી પોતાની મોટાઇ જણાવતા નથી. (૧૨) સૂર્ય પૃથ્વીથી નવ કરોડ મૈલ દૂર છે તોપણ પોતાનું તેજ ફેલાવે છે; તેમ પ્રભુ જેને ઘણો મહિમા આપે છે તે રાજાનું રાજ ઘણું ફેલાય છે. (૧૩) સૂર્ય પૃથ્વીથી વ-

જનમાં ત્રણ લાખ ગણો મોટો છે, તોપણ એક નાનો ગોળો દેખાય છે; તેમ પરદેશી રાજાનું માન ( મોટાઇ ) બુધ્ધિમાન પુરૂષો જાણે છે. જડ (મૂર્ખને) તેનું ભાન નથી. ( પરદેશી રાજા સંબંધી આ ઉક્તી કવિએ ઇંગ્લાંડના રાજાનું ગૌરવ સૂચવવામાં કરેલી લાગે છે. ) (૧૪) હમણાં સૂર્ય અને આપણી વચ્ચે ( રાતા પ્રકાશવાળું ) હવાનું પડ છે, તે થોડી વારમાં દેખાતું દૂર થવાનું છે; જાણે ભવાયો પડદા પાછળ નાચે છે, એવો આ દેખાવ જોઇને મન ખુશ થાય છે. (૧૫) લશ્કરનો ઉપરી જેમ લશ્કરને ચલાવે તેમ સૂર્યનો પ્રકાશ ધસારાબંધ ઘણી ઝડપથી આવે છે; તે એક મિનિટમાં ઘણા મૈલ કાપે છે, જે એક લાખને છાસી હજાર ગણાય છે. (૧૬)

## પાઠ ૪૪ મો. બોધ.

### ગઝલ.

ગુજારે=વિપત્તિ પાડે; દુ:ખ દે.
જગતનોનાથ=ઇશ્વર
સે'જે=સહન કરજે
કાઝી (કા) ઇનસાફ કરનાર
ભાસે=દેખાય (સંસ્કૃત ભાસ્=દેખાવું)
ઉન્મત્ત=મસ્ત ( ઉદ્ ઉપસર્ગ+મન્ ધાતુનું ભૂ. કૃ. મત્ત=છાકેલું; મસ્ત.)
સ્વાનંદે=પોતાના આનંદમાં (સ્વ+આનંદે)
કડું=કડવી
પરાઇ=પારકી
ઝેર=ભુંડાશ
પ્રારબ્ધ=નસીબ જે કર્મનો બદલો આપણને ચાલુ જન્મમાંજ મળે છે તે; જેને લીધે આપણે જન્મ ધારણ કરવો પડેલો છે તે.
નિર્મોહી=મોહ વગરની (નિર્+મોહી =મોહવાળી)=મોહ વિનાની.
છલ્લબલ્લ=છળકપટ
કાવ્યમાળા=કાવ્ય એજ માળા; કવિતા રૂપમાળા; કવિતા.
ગ્રીવા=ડોક
નિજાનંદે=પોતાના આનંદમાં (નિજ=પોતાના+આનંદે)
બાલ=બાળક; બાલાશંકર કવિ (બાલ શબ્દના અત્રે બે અર્થ લેવા.)

હે બાળક જગતનો નાથ (ઇશ્વર) જે તારે માથે ગુજારે (વિપત્તિ નાખે) તે સઘળી સહન કરજે. પ્યારાએ (ઇશ્વરે) જે પ્યારૂં (સારૂં) ગણ્યું તેને તું ઘણુંજ પ્યારૂં ગણી લેજે. અર્થાત્ ઇશ્વર નઠારૂં કરે છે તે સારાને માટેજ એમ સમજી જે વિપત્તિ આપણે માથે આવી હોય તેથી ગભરાઇ ન જતાં તે આનંદથી સહન કરવી—કરી લેજે.

(હે બાળક!) તું જો. તપાસ કરીશ તો તને માલમ પડશે કે આ (ફાની) દુનીઆની (લોકોની) જુઠી વાણીમાંજ દુઃખ વસે છે (રહે છે) એવા દુઃખથી (જુઠી વાણી રૂપી દુઃખથી) તું તારા અંતરમાં આનંદ જરાએ ઓછો થવા દઇશ નહિ. અર્થાત્ દુનીઆ પ્રપંચી છે તેમાંથી તને કોઈ સારો કહે, કોઇ નઠારો કહે, કોઇ તારૂં ભુંડું બોલે તોપણ તારે બીલકુલ દુઃખી થવું નહિ.

મહાન ઇશ્વરની કચેરીમાં દુનીઆના કાજીનો કોડીનો પણ હિસાબ નથી. અર્થાત્ ત્યાં તેને કોઇ કાજી (ઇન્સાફ કરનાર) લેખવતું નથી, (માટે આ જગતમાંનો તું ઇન્સાફ કરનાર થઇને ફોગટ પીડા વહોરી લેતો નહિ) આનો ભાવાર્થ કે દુનીઆમાં તારે પંચ (ઇન્સાફ કરનાર) (પટેલીયા) થવું નહિ. પંચ થઇએ તો કોઇને સારોમાઠો શુકન કહેવો પડે, અને તેથી તેને માઠું લાગે. અર્થાત્ તેનો જીવ દુખાય અને તેથી આપણો પણ દુખાય એના કરતાં કાજી (પટેલ) થવું નહિ એજ સારૂં છે. આપણામાં કહેવત છે કે ' પંચતીયાનાં છોકરાં ભૂખે મરે," માટે પંચાયતી થવું નહિ.

જેમ કાચના યંત્રોથી (વક્રીભવનને લીધે) વસ્તુ કદી પણ પોતાના મૂળ રૂપમાં જણાતીજ નથી તેમ આ દુનીઆ રૂપી એક

કાચનું યંત્ર તેમાં પણ ખરી વસ્તુઓ દેખાતી નથી. (ખરૂં સ્વરૂપ સમજાતું નથી) અર્થાત્ મનુષ્યઓ એટલા બધા પ્રપંચી છે કે તેઓ ઉપરથી સારો દેખાવ કરી અંદર ખાનેથી ઘણો દ્વેષ રાખે છે (ભેદ રાખે છે.) બહારનાં ઇંગિત એવાં રાખે છે કે આપણે તેને મોટો પ્રમાણિક માણસ જાંણીએ, પણ તેજ મોટો દગલબાજ હોય છે. આથી હે બાળક, તું સારા કે નઠારા કોઇની પણ જરાએ સોબતમાં રહે તો નહિ–તું તારામાંજ મગ્ન રહેજે.

તું હંમેશ શુદ્ધ અંતઃકરણથી શાન્તિમાં, સંતોષમાંજ રહેજે. અને તારા દીલમાં જે દુઃખ હોય અથવા આનંદ હોય તે કોઇને પણ કહેતો નહિ. ( અર્થાત્ આપણા મનની વાત કોઇને વિશ્વાસુ જાણીને કદી કહેવી નહિ કારણ કે દુનીઆ પ્રપંચી છે. )

તારા મનમાં ક્રોધ રૂપી એક દુશ્મન રહે છે તેને તું છોડી દેજે, અને ભલાઇ લેવાની જે ઘડી (વખત) જાય છે તેનો લાભ લઇ તેનેજ (ભલાઇનેજ) તું મોટી લક્ષ્મી માની લેજે. અર્થાત્ કોઇના ઉપર તું ક્રોધ કરતો નહિ. પણ ભલાઇ રૂપી મોટી લક્ષ્મીનો સંગ્રહ કરજે. એટલે દરેક ક્ષણે ભલાઇજ લેજે. કોઇનું બુરૂં કરીશજ નહિ.

તું તારા પોતાનાજ આનંદમાં મસ્ત રહેજે. એનેજ ખરૂં સુખ માની લેજે (બીજાથી આનંદ થાય તેને શુદ્ર માની લેવો.) અને જો તારે કાંઇ પણ પીવાની જરૂર પડે અર્થાત્ તું જો કાંઇ પીએ તો ફક્ત પ્રભુના પ્રેમનો પ્યાલોજ પીજે. અર્થાત્ તારા શરીરમાં પ્રભુના પ્રેમ રૂપી રસનીજ કેફ પ્રસરે એવો તેનોજ પ્રેમનો પ્યાલો પીજે. ભાંગ, ગાંજો ઇત્યાદિ કેફી ચીજો પીતોજ નહિ આમાં કવિ

સ્વાશ્રયી થવાનું અંદરથી સૂચવે છે. પ્રભુના પ્રેમનો પ્યાલો ભરીને પીવાનું કહે છે એટલે અધુરો પ્યાલો પીવો નહિ. મતલબ કે બગ ભગત થવું નહિ; પણ પ્રભુમયજ થવું.

જો તું કોઇની કડવી વાણી સાંભળે તો તું તેને સામી મીઠી વાણી કહેજે. અર્થાત્ બીજો તને માઠો શુકન કહે તોપણ તારે તેને સારોજ શુકન કહેવો મતલબ કે નમ્રતા રાખવી. અને પારકી મૂર્ખતાને માટે તારે કદીએ મોઢે ઝેર લેવું નહિ. ( નઠારી વાણી બોલવી નહિ.) કોઇ ભાઇબંધ દોસ્તદાર અથવા સગાં વહાલાંનું ઉપરાણું (પક્ષ) લઇ તારે કદીએ ખરાબ (માઠી) વાણી બોલવી નહિ. મતલબ કે તારે હોળીનું નાળિએર થવું નહિ.

હે બાળક, પ્રારબ્ધ ભવિષ્ય–નસીબ–સુખ તો ગાંડું છે. જો કોઈ માણસ તેને માગે તો તે દૂરજ રહે છે (આવતુંજ નથી.) અને જે માગતો નથી તેના તરફ દોડતું આવે છે. અર્થાત્ તું સુખ માગ્યા કરીશ તેમ તેમ તે તારાથી દૂર જતું જશે અને નહિ માગે તો તે તારા તરફ દોડતું આવશે; માટે તારે તેની માગણી (ઇચ્છા) કરવી નહિ. પણ વળી કવિ કહે છે કે–"એની મેળે આવશે" એવો નસીબપર આધાર રાખી તું બેશી રહીશ નહિ. અર્થાત્ સુખ કે દુઃખની આશા વગર ઉદ્યમ–પ્રવૃત્તિ તો તું કર્યાજ કરજે. પછી જે તારા નસીબમાં હશે, તે તને આવી મળશે.

તું મોહ વગરનો રહી શાન્તિથી રહે, એજ તને મોટું સુખ છે એમ તારે માનવું. અર્થાત્ તને લોભ ન થાય અને તારૂં ચિન્ત હંમેશ જે મળે તેથી પ્રસન્ન રહે તો એનેજ તારે મોટું સુખ માનવું. જગત રૂપી બાજીગરી–છળ કપટની ભૂમિનાં તું બધાં

છળ કપટ (કાવાદાવા) છોડી દેજે. એટલે બાજીગર જેમ આમથી તેમ કરી બધાને આંજી નાખી સાચાનું જુઠું અને જુઠાનું સાચું કરે છે, તેમ તારે કદી પણ કરવું નહિ. અર્થાત્ શાન્તિથી રહેવું, સાચાં જુઠાં કરવાં નહિ, બાજીગરની પેઠે પેટને સારૂ પૈસા મેળવવાને કાવાદાવા (લુચ્ચાઈ) કરવી નહિ.

મહાન ઇશ્વરના નામ રૂપી પુષ્પો કાવ્ય માલામાં (કવિતારૂપી માલામાં) પરોવીને અર્થાત્ હરિના ગુણની કવિતા રૂપીહાર બનાવીને પ્રભુની પ્યારી (શોભીતિ) ગ્રીવામાં(ડોકમાં) તું પ્રીતે પહેરાવી દેજે. અર્થાત્ કવિ વ્યંગ્યમાં પોતાનો ભાવ જણાવે છે કે કવિતા કરવી તો પ્રભુનીજ કરવી અને તે અર્પણ કરવી, તો તેનેજ અર્પણ કરવી. મોટાઇ ખાતર, માન ખાતર, નાણાં ખાતર કોઇનાં બણગાં ફૂંકવાં નહિ અને કોઇને કવિતાની અર્પણ પત્રિકા પણ કરવી નહિ. કવિનો સ્વતંત્ર ખવાશ આથી જણાઇ આવે છે.

તું "કવિરાજ" થયો પછી તને શી પીડા છે ? માટે હે બાલ (બાલશંકર કવિ પોતાની જાતનેજ કહે છે) તું હંમેશા પોતાના આનંદની મસ્તીમાંજ મઝા લેજે, પારકા પર આધાર રાખીશ નહિ, તારા પોતાના આનંદમાંજ મગ્ન રહેજે. બાલ શબ્દનો ઉપયોગ હે બાળક એવો પણ થઇ શકે તેમ છે, કારણ આખી કવિત બાળકને બોધ રૂપ લખાયલી છે, માટે આ ઠેકાણે અર્થ આ પ્રમાણે લેવો–બાલાશંકર કવિ કહે છે કે હે બાળક તું ઇ.

**ટીપ**:–ઉપરનો અર્થ લખ્યો છે તે કવિનો ભાવ સમજી લખ્યો છે, અને બીજો આ પુસ્તકમાં કવિતા દાખલ કરવાનો ઉદ્દેશ સમજી કર્યો છે,

**પૃથ્વી છંદ. રાગ માલકોશ.**

પરવરી=ચાલી
કિશોર=તરૂણ=બાળ. નાની
પરમ=શ્રેષ્ઠ
સ્વામ=સ્વામી=ઈશ્વર
હામ=હીંમત
પ્રકૃતિ=સ્થળ દેહ
ખટકી જાય=ચોંટી જાય-પેસી જાય
સુભગ=સારૂં નસીબ=કલ્યાણકારી
(સુ=સારૂં+ભગ=નસીબ.)
વામ=દૂરકર
વમળ=હૃદયની પીડા
સપરિવાર=પરિવાર સાથે(પરિ+વૃ ધાતુ)
જુનાં=પહેલાંનાં; પૂર્વ જન્મનાં
વિમલ=મેલ વિનાનું (વિ=વિના+ મલ=મેલ)
સાધુ=પવિત્ર
કર્તવ્ય=ફરજ
મામ=મમતા; હું પણું

## હે બાળક, મનુષ્ય—

વસંત ઋતુ ગઈ અને આ ચોમાસું પણ ચાલ્યુ જશે, એજ પ્રમાણે તારી નાનીવય ચાલી ગઈ અને આ ભરજુવાની જે હમણાં ચાલે છે તે પણ ચાલી જાય છે. (તોપણ તું તારૂં કાંઇ પણ કર્તવ્ય કરતો નથી.) માટે તને પૂછું છું કે જે એક મહાન ફરજ તારે માથે છે તે તને દેખાય કે નહિ ? તું હીંમતને ધર અને ઈશ્વરનું ભજન કર, કારણ કે તારે માથે લાંબી મુસાફરી કરવાની છે. મતલબ કે તારે આ જન્મથી પરવારી જવાનું નથી બીજા અનેકાનેક જન્મ તારે લેવાના છે. તેમાં તારી ઉચ્ચ સ્થિતિ થાય અને છેવટે તને મોક્ષ મળે માટે તું હીંમત રાખીને ઈશ્વરનું ભજન કર.

તને ઈશ્વરનું ભજન કરતાં ગયેલા વખતની ઘડીઓમાં જે સ્થૂળ-પ્રાકૃતિક-આ દેહ સંબંધી પ્રીતિ-આશા વગેરે ઉત્પન્ન થયેલાં છે તે નડે છે. અર્થાત્ તું જનમ્યો તે વખત તને સ્થૂળ પ્રીતિ-

આશા વગેરે કાંઇ પણ નહોતું, પણ પછી કાળની ઘડીઓ સપાટા બંધ જવા માંડી અર્થાત્ તું વયમાં મોટો થવા માંડયો, તેમ તેમ મા બાપ, ભાઇ ભાંડુ વગેરેની પ્રીતિમાં અને મારૂં તારૂં ઇત્યાદિ મોહમાં ફસાતો ચાલ્યો. સ્થૂળ=આ દેહ સંબંધી.

એ જુની પ્રીતિ ને આશાની જડો (મૂળીઆં) ઉખેડતાં–ઉખેડવા પ્રયત્ન કરતાં તે ઉલટી ઉંડીને ઉંડીજ ચોંટતી જાય છે. અર્થાત પ્રથમ તારે મા બાપ સાથે પ્રીતિ હતી પછી વળી ભાઇ ભાડું, સંગા સંબંધી વગેરે સાથે પ્રીતિ થઇ; વળી મોટો થતાં બૈરી, છૈયાં છોકરાં, ઇત્યાદિ સાથે પ્રીતિ થઇ એ પ્રમાણે આશાનું પણ. આ પ્રમાણે તું જેમ જેમ ઉંમરમાં વધતો જાય છે તેમ તેમ એ જુની જડો ઉખેડવા પ્રયત્ન કરવા માંડે છે; એટલામાં તું વધારેને વધારે લપટાતોજજાય છે. છૈયાં છોકરાં મારૂં તારૂં ઇત્યાદિ મોહ ઘટવાને બદલે વધતોજ જાય છે.

એવા મોહના અંધારામાંથી શું તને દૂરનું પારલૌકિક જે કલ્યાણકારી અને શાંત કર્ત્તવ્ય છે તે દેખાતું નથી ? તારે માથે લાંબી મુસાફરી કરવાની છે માટે તું ઐહિક જંજાળ બૈરાં છોકરાં પૈસો ટકો ઇત્યાદિ (મનની પીડાઓ) દૂર કર (છોડી દે.) ને હરિ સ્મરણ કર.

જે તારામાં ઘર કરીને રહેલાં છે, અને જે તને ફટ(ધિક્કાર) છે એમ કરી તારા તરફ ભાળી હસે છે અને વળી ડંખ પણ મારે છે. અર્થાત્ તારા અંતઃકરણમાં પશ્ચાત્તાપ રૂપી ચટકા પણ ભરે છે. તે સપરિવાર–ઘર કરીને રહેલાં સઘળાં પાપો, અને તારૂં પશુ પણું (જ્ઞાનહીન પણું) (મૂર્ખાઇ)જ તને ઇશ્વર ભજનમાં નડે છે. પાપો હસે

છે એવું કહેવાનું કારણ તું તેમનાથી ચેતી દૂર ન રહયો અને તેમનામાં લપટાયો, આથી તેમનો જય થયો અને તું પરાભવ પામ્યો. હવે જેનો જય થાય તે તો હસેજ તો ।

હવે એમાંથી બચવા માટે તને ચોકખું શુદ્ધ કર્તવ્ય નવું બળ ન આપે કે ? અર્થાત્ જો તું શુદ્ધ વર્તન કરે તો એ મોહમય તિમિર તરવાને (ઓળંગી જવાને=મુક્ત થવાને) તને નવું બળ ન મળે? (મળેજ. માટે એવું શુદ્ધ કર્તવ્ય કર. એ વ્યંગ્ય છે.)

તારે માથે લાંબી મુસાફરી કરવાની છે માટે હુંપણું છોડી દે અને ઇશ્વર રટણ કર.

**પાઠ ૪૮ મો. જીંદગી વિષે.**

જીંદગી=જીવતર.
સત્ય છે=ખરી વાત છે
જરૂરિઆતી તણી=ઘણા ખપની
ઠામ છેલો=છેલ્લું ઠેકાણું
યોગ=મેળાપ
કારમો=નવાઇ જેવો
મા=નહિ
કરેલો=રહેલો
મોઝ=મઝા
માણવી=ભોગવવી
રોષ=ગુસ્સો.
આપેજ=તમે, પોતે
નિત્યના નેમથી=હંમેશના નિયમપ્રમાણે
ઉદ્યમ (સં) મહેનત
(ઉત્+યમ ઉત્=બહાર+યમ=જોડાવું)
બહારના કામમાં જોડાવું.
આદરો=કરવા માંડો
નઠારો= નકામો. સુ=સારૂં
કાળની=મોતની
ઝાંખ=જો
ઝિણાશથી=બારીક પણે
આ વારમાં=આ વખતમાં
સાધ=કરવા માંડ
હરિપે=પરમેશ્વર ઉપર
સબળ=બળ સહિત, જોરાવર
પાજી=ગાફલ; બીકણ
રણક્ષેત્ર=લડાઇનું મેદાન
ન્યાળી=ધારીને જોઈ
ભાળીલે=જોઇલે
હામથી=હીંમત વડે
અવિચળ=કાયમ

દાન=આપવું.
આ ઠોરમાં=આ સ્થળમાં
પ્રતાપે=મહેરબાની વડે
અગમ=ભવિષ્ય
અલ્પ=તુચ્છ, હલકું
બે જામનો=બે રત્રિનો
ઝાંખ=ધાર, જો
ચલ ધાતુ=ચલવું ખસવું
મુક્ત=મોક્ષ; જગતના બંધનથી છુટકારો
સહી=નક્કી
દોષ=અવગુણ
દીનતા=ગરીબાઇ
દીલ=મનમાં
નોક=ટેક, આબરૂ
વાસના=મનની સૂક્ષ્મ ઇચ્છા
વેરીને=ફેલાવીને
ધીર=ધીરજ
ખરાબે=ખડક પર
અરણવે=દરીઆમાં
મંડ=મહેનત કર
મોહથી=પ્યારથી
કારમાં=નવાઇ જેવાં
દામ=પૈસા
ઇશ=પરમેશ્વર
તોળ=વિચાર કર
તત્કાળ (સં) તરતજ ( તત્=તે+ કાલ=વખત )
મનસુખ=મનને સુખ
ખેદ=દિલગીરી
હાંકી=દૂર કરી
દાખી=દેખાડી
તાકીને=ધારીને
ખેડતાં=ચલાવતાં
ગુણી=ગુણવાન

**સમજુતી.**

ખરી વાત છે કે માણસની જીંદગી ઘણીજ ખપની છે; માટે સ્મશાન (મુડદાં બાળવાની જગ્યા) નેજ છેલ્લું ઠેકાણું ન સમજ. જીવ અને શરીરનો જે નવાઇ જેવો મેળાપ છે, તે એક ઠેકાણે

કાયમજ રહેશે એમ ન ધાર. હે ભાઇ માટીના માનવી; તારી કાયા મટોડીમાંજ મળી જશે એમ જાણ. જ્યારે શરીરથી જીવ જુદો પડીને જાય છે, ત્યારે એમ નથી વિચારતો કે અહીં કાયાના શા હવાલ થાય છે ? (૧)

જગતમાં જન્મીને પુષ્કળ મઝા ભોગવવી એમ નહિ માનો તો મનમાં ગુસ્સો આણો અને પોતેજ જાણો કે, એમાંનું કંઇ કામ આ ઠેકાણે (દુનિયામાં) છે નહિ. પણ બહુ પ્રેમથી અને હંમેશના નિયમ પ્રમાણે આજ કરતાં કાલ વધારે થાય એવી રીતે ઉદ્યમ કરો; અને સારાં કામ કરવાં શરૂ કરો. આ બાબતમાં વાંદરો–વાંદરા જેવો બુદ્ધિવિનાનો વહેમ આણે. (૨)

કાળની (જતા વખતની) પાંખ તું બારીકાઇથી જો તેની આગળ વીજળીની ઝડપ પણ હારી જાય એમ છે. હે ભાઇ આ સમામાં હુન્નરનો પાર નથી, માટે જે રીત સારી લાગે તે શીખવાનું શરૂ કર.મનમાં હીંમત રાખીને ઇશ્વર પર ભાવ લાવીને સાચા ઉદ્યોગમાં રાજી રહે.તું ધર્મને ધારણ કરીને અને બળ સહિત બહાદુર બનીને મરણની બીકથી બીકણ થઈશ નહિ. (૩)

તું જગત રૂપી રણક્ષેત્રનેઆંખથી ધારીને જો અને તેને મનથી તુચ્છ જેવું જોઇલે, ને હિંમતથી તેને બે રાત્રીનું ઠેકાણું જાણીલે એવું ધાર અને આંખે જો. હીંમતનાં કામ કર કે જેથી કીર્તિ કાયમ રહે. ઇશ્વર પણ દાનવડે મોક્ષ આપે છે. આ સ્થળમાં (દુનિયામાં) ચાબક વડે ( મારવડે ) ઢોર બરાબર ચાલે છે, તેમ (તું) ઈશ્વર કૃપાથી ઢોરો ન થા. (૪)

ભવિષ્યને આશરે રહેતા નક્કી મારૂં સારૂંજ થશે એમ જાણીને નાશ ( અશુભ રૂપી જાળથી બચ ) બની ગએલી વાતને છે જતી એમ જાણ, અને તેને મનમાં દીલગીરી લાવીને પાછી આણ નહિ.

હાલનો વખત સૌથી સારો છે એમ જો, અને અવગુણને હાંકી કાઢીને ઉદ્યમને પકડ. મનમાં ઇશ્વરને રાખીને અને ગરીબાઈ દેખડાવીને હીંમતથી તરત તાકીને કામ કર. (૫)

મોટ મોટા (પ્રખ્યાત પુરૂષો) ની જીંદગી (જીવન ચરિત્ર) આપણને ખરી યાદદાસ્તી આપીને એમ ખરૂં બોલે છે (જણાવે છે) કે એમાંના કેટલાકની ઇજ્જત તો પ્રથમ એક તરણાની તોલે પણ કયાં હતી ?

વખત જતાં તેજ પ્રખ્યાતીને પામ્યા, ને વળી તેમનું બળ ભારી જામ્યું, એમ જો આપણે મનથી ચિંતવીએ તો સંસારમાં સારી કીર્તિ થાય. (૬)

મનની ઇચ્છાને ચોમેર ફેલાવીને એવાં કામ કરો, કે જેથી નામ નિશાની રહી જાય, અને આપણું દષ્ટાંત જોઇને કોઈ માણસ એ વડે મનથી ધીરજ માનીલે;

જગત રૂપી દરિયા વિષે ચલાવતાં ખડકપર ચઢી ગયેથી જેનું વહાણ ભાગે, તે આદમી પોતાની પાસે કંઇ ન રહેવાથી એકલો (જગતરૂપી ) દરિયામાં અથડાય. જેનું વહાણ ખડક ( ખરાબ રૂપી કુમાર્ગ ) પર ચઢયાથી ભાગે. (૭)

ચાલ તું તૈયાર થા અને મનમાં હીંમત અને હેત રાખીને કામને પકડ, આળસને છોડીને બહુ ઉલટથી ચંચળાઇ રૂપી જાળ નાંખીને ( કામને ) ધંધાને પકડીલે. ધીરજ રાખીને નવાઇ જેવાં કામ કર, ને કામ કરવાથી કદાપિ હારી ન જા; કામ પુરૂં થયા પછી પૈસાની રાહ જો. ( કામ કર્યા વગર પહેલાંથીજ પૈસા મળતાજ નથી ) આવી રીતે તો પરમેશ્વર નક્કી આપશેજ. ( ૮ )

એ ભલા માણસ તું મારૂં કહેવું સાંભળીને આ નવ સારા છંદ ગાઇને ગુણવાન થા. એમાં જે વાત કહી છે તે ધ્યાનમાં રાખ, ને મનમાં ખોટા વિચાર લાવ નહિ. ગરીબ રણછોડ કવિની આ વિનંતી ઝડપથી વાંચીને તરત એનો તોલ કર. ભકિત ભાવથી જો મનને સુખ ચાહ્ય તો પ્રભુનો દાસ થઇને તેની સેવા કર. (૯)

## પાઠ ૫૨ મો. રત્નાગરનાં રત્નો.

રત્નાગર=(રત્ન+આગર, આગર એ શબ્દ આકર ઉપરથી થયેલો છે આકર=ખાણ.) રત્નની ખાણ; સમુદ્ર. સમુદ્રમાંથીજ લક્ષ્મી, કૌસ્તુભાદિ રત્નો સમુદ્ર મથન વેળા નીકળેલાં છે એ પુરાણ પ્રસિદ્ધ વાત છે.

ઉદધિ=સમુદ્ર

મૌકિતક=મોતી.

ચિંતાશીલ=ચિંતાવાળો;ચિંતાગ્રસ્ત.

ક્રોધોન્મત્ત=(ક્રોધ+ઉન્મત્ત મદ ધાતુ ગાંડા થવું ઉપરથી ઉદ્ ઉપસર્ગ +મદ ધાતુનો ભૂ૦ કૃ=ઉન્મત્ત ) ક્રોધ વડે છાકી ગયેલો—ગાંડો થઇ ગયેલો તે;

નિધિ=દરિઓ. મૂળ અર્થ ભંડાર

વારિ=પાણી

હૈમ=સોનાનાં
પ્રાસાદો=મહેલ.
નંદન ક્રીડા=ઇન્દ્રના નંદન વનમાં જેવો આનંદ મળે છે-થાય છે-તેવો આનંદ.
તરંગો=મોજાં, છોળ.
વીર=બહાદુર પુરૂષ
સુજ્ઞ=(સુ=સારૂ+જ્ઞ=જાણનાર)=સારૂ જાણનાર; વિદ્વાન્મણિ.
પ્રેતસ્થાન=મસાણ.
પ્રચંડ=ઉગ્ર; મોટું
વિક્રમી=પરાક્રમી
ચારૂ=સુંદર
લક્ષી લીધી છે=ખેંચી લીધો છે; આકર્ષી લીધી છે,

હે સમુદ્ર તું તારી રત્નની ગુફામાં (રત્ન ભંડારમાં) શું રાખે છે?

જે વૃથા (ફોગટ) (નકામા) દીપતા પદાર્થો છે (કાચ જેવા) તે કોઇને ગણે નહિ (લખવે નહિ) અને દિવસે પણ જે સર્વે ચળકે છે એવી મણીના જેવી તેજસ્વી ઘણી શકિતઓ અને મોતી તું આપે છે; તે હે ચિંતગ્રસ્ત(ચિંતાતુર) સમુદ્ર તું તારી પાસે રાખ એ અમે માગતા નથી.

તેજસ્વી શક્તિઓ તે સમુદ્રનાં વહન ઇત્યાદિ. કાચ ખોટી વસ્તુ છે પણ ચળકે છે વધારે, તોપણ તેના આગળ મોતી ઝાંખું પડતું નથી; અર્થાત્ કાચનો ચળકાટ થોડી વારમાં નાશ પામે એવો છે અને મોતી હંમેશાં પ્રકાશિત રહે છે દિવસે પણ મોતીનું તેજ ઝાંખું લાગતું નથી. એ પ્રમાણે શક્તિઓનું પણ સમજવું.

આ ઠેકાણે સમુદ્રને ચિંતાશીલ કહ્યો છે કારણ કે દુનિઆમાં જે માણસ પાસે લક્ષ્મી હોય છે તે હંમેશાં ચિંતાતુરજ રહે છે કે રખેને ! મારી દોલત કોઈ લઈ જાય ! સમુદ્ર પણ ઉપર કહ્યું તેવો પૈસાદાર છે માટે એ પણ ચિંતાશીલ છે. પૈસાદારને ઘેર કોઇ કાંઇ બીજીજ વસ્તુ માગવા ગયો હોય છતાં તેને ધનનાજ ભણકારા

વાગતા હોવાથી માગનારને જોઈ તે તરતજ સમજે કે એ મારી પાસે દ્રવ્ય માગવા આવ્યો હશે, આથી તે પેલા માગનારની વાત સાંભળેજ નહિ; અથવા તો એવા માગનારને બારણા આગળથીજ વિદાય કરીદે. કવિને પણ સમુદ્રની આવીજ ધાસ્તી લાગે છે કારણ કે તે પણ ઉપર કહ્યું તેવો અમૂલ્ય શક્તિઓવાળો અને મોતીવાળો છે. વખતે સમુદ્ર ઉપરનાની પેઠે આપણી વાતજ સાંભળશે નહિ ! એવી કલ્પના કરી કવિ સમુદ્રને આગળથીજ કહીદે છે કે ભાઇ, તારી એ સર્વ દોલત તારી પાસે રાખ. અમે તે માગતા નથી. અમારી માગણી તો બીજીજ છે માટે તે જરા ધ્યાન પૂર્વક સાંભળ.

અરે ! તારી પાસે ઘણું ધન ભરેલું છે, અને મોટાં મૂલ્યવાળાં (કિંમતી) રત્નો પણ ભરેલાં છે, જે તારા તળીઆ નીચે શાંતિમાં રહીને, ત્યાંથી ઘણાં દીપે છે. ( દેદિપ્યમાન જણાય છે.) (હવે એ લક્ષ્મી કેવી રીતે મેળવી છે તેનું સૂચન કરે છે.) હજારો વહાણોના ચુરા કરીને (ભાંગી નાખીને,) છાની રાખેલી (ગુપ્ત રાખેલી) (તળીએ હટાયલી હોવાથી) લક્ષ્મી જે તારી પાસે છે, તે તારી લક્ષ્મી હે ક્રોધથી ઉન્મત્ત (ગાંડા) થયેલા સમુદ્ર તું રાખ, એ આ ભૂમિ (ભૂમિપર વસતા લોકો) તારી પાસે માગતી નથી; અમારી માગણી તો બીજીજ છે તે જરા સાંભળ.

દરીઆને તળીએ ઘણીજ લક્ષ્મી હોય છે, એવી વાત પુરાણ પ્રસિદ્ધ છે. કારણ કે લક્ષ્મી–કૌસ્તુભ આદિ રત્નો, તેમાંથીજ નીકળ્યાં હતાં. કવિ એ ઉપરથી એવી ઉંડી કલ્પના કરે છે, અને એટલાં ઉંડા ઉતરે છે કે જાણે દરિઆના તળીઆની એ લક્ષ્મી તેઓ જોતાજ ન હોય ! આથીજ તેઓ કહે છે, કે " દીપે તહીંથી ઘણા " અ-

થાત તે તહીંથી દીપે છે, તે અમે અહિંથી જોઇએ છીએ; એવો એમાં ભાવ છે.

ક્રોધોન્મત્ત સમુદ્ર કહેવાનું કારણ કે જ્યારે સમુદ્રમાં પુષ્કળ તોફાન થાય, ત્યારે વહાણો ભાગીને ડુબી જાય. સમુદ્રે ઘણાં વહાણો ભાગીને પુષ્કળ લક્ષ્મી એકઠી કરેલી છે, માટે તેમાં તોફાનો તો વારંવાર થતાં હોવાંજ જોઇએ. અર્થાત્ તે ક્રોધી હોવો જોઇએ. સાધારણ તોફાનથી વહાણ ભાગે નહિ માટે ભયંકર તોફાન થવાં જોઇએ માટે તે ક્રોધથી ઉન્મત્તજ હોવો જોઇએ.

ઉપર જે સમુદ્રની લક્ષ્મી ગણાવી તે કરતાં પણ કવિ કહે છે કે હજુ ભંડારને (સમુદ્રને) તળીએ બીજું બહુ છે, (હવે શું છે, તે કહે છે,) મોટાં શહેરો જે તારા કિનારા પર આવેલાં હતાં, તેના ઉપર તારૂં વિશાળ (અગાધ) (વિસ્તીર્ણ) પાણી ફરી વળ્યું છે. અને સોનાનાં ભવનો (ઘરો)ને રેતીથી તેં ભરી દીધેલાં છે. અર્થાત્ રેતીમાં દાટી દીધેલાં છે. જે મહેલોમાં હમેશાં સુંદર, આનંદ દાયક રમત ગમતો થયા કરતી હતી, ત્યાં હાલ શૂન્ય છે. અર્થાત્ તે ઉજડ થયેલા છે. (તારા ફરીવળવાથી.) રે સમુદ્ર તું તેના પર દોડ દોડ મનુષ્યો તેનો નાશ થવા દે છે. અર્થાત્ તારી ધન તૃષ્ણા પૂર્ણ ન થતી હોય તો ભલે તું સોનાનાં ભુવનો વાળાં સુંદર શહેરોને ડુબાવી દે, માણસોને તેની દરકાર નથી. (અસલ બાબીલોન, નિનેવે વગેરે શહેરો જે ઘણાંજ શ્રીમંત હતાં તે રેતીથી પુરાઇ ગયેલાં છે, નાશ પામે છે. એ સર્વ વિદિત વાત છે. તે ઉપરથી કવિ આ વાત કહે છે.) માણસોની તો કાંઇ બીજીજ માગણી છે.

કવિ કહે છે કે આટલા ઉપરાંત હજુએ એ ભંડારને (સમુદ્રને) તળીએ અને એનાં મોજાંમાં ઘણીજ લક્ષ્મી ભરેલી છે (તે શું છે તે કહે છે કે ) ઘણા વીર પુરૂષો, સારૂ જાણનાર (વિદ્વાન) અને સત્પુરૂષોને તેં તારા પાણીમાં ભરેલા છે.

જેઓ તારી ગર્જનાને સાંભળતા નથી એટલુંજ નહિ પણ યુદ્ધમાં (દુનીઆના) જે વીરહાક ( વીરનાદ ) થાય છે તેને પણ સાંભળતા નથી. (એવી અવસ્થામાં તારામાં રહેલા છે.) હે મોટા પ્રેત-સ્થાન તારૂં સર્વ ધન તું રાખ, પણ અમને તે સઘળા પાછા આપ.

જે સઘળા માણસો મરી જાય છે તેમને બાળવામાં આવે છે. બાળ્યા પછી રક્ષા અને હાડકાંનો શેષ સમુદ્રમાં અથવા પવિત્ર નદીમાં નાખવામાં આવે છે. નદી સમુદ્રને મળતી હોવાથી તે સમુદ્રમાં જાય. અર્થાત્ સઘળાં મરેલાં સમુદ્રમાંજ હોય છે. કેટલાક તેને તળીએ અને કેટલાક તેનાં મોજાંમાં સફર કરતા હોય છે, આવી કવિની કલ્પના છે. મરેલાં માણસો રહે છે એ જગ્યાને પ્રેતસ્થાન કહે છે. ગુજરી ગયેલા વીર પુરૂષો ઈત્યાદિ સમુદ્રમાં એકઠા થયેલા છે એવું ધારી કવિ તેને પ્રેત સ્થાન ( મસાણ ) કહે છે તે યોગ્ય છે.

આમાં શું માગણી છે તે સ્પષ્ટ કરી છે કે અમારે તારી લક્ષ્મી જોઇતી નથી અમારે તો મોટા મોટા પુરૂષો જે તારામાં તેં ભરેલા છે તે જોઇએ છીએ તે આપશે એટલે બસ. " જીવેગા નર તો ફીર બનાયગા ઘર " એ લોકો આવશે એટલે લક્ષ્મીતો અમે પ્રાપ્ત કરી લઇશું—એની મેળે પ્રાપ્ત થશેજ.

જેમને તેમનાં સગાં વહાલાં યાદ કર્યા કરે છે, જેમને માટે તેઓ રાત દિવસ (અખંડ) રૂદન કર્યા કરે છે અને જેમની પ્રીતિ વિ-

સારી દેતાં નથી એવાં આ ભૂમિ (પૃથ્વી) (દુનીઆ) ઉપરથી તેં જે પરાક્રમી પુરૂષો અને મનોહર સુંદર સ્ત્રીઓ લઈ લીધેલાં છે તેમને તું પાછાં આપ. ભાઇ બધુંજ કાંઇ તારા એકલાનું નથી, માટે તું એમ જાણ કે જાણે. હટાયલા બેટા અને બુરજનેજ આપણે રાખ્યા, એવું ધારીને તું મનવાળ; અને અમને ઉપરનાં માણસો પાછાં આપ.

કંઇ પ્રેમાળ સુંદરીઓના વહાલા પતિને તેં લૂંટી લીધાછે અને આશાવાળા તરૂણોની કંઇ વહાલી સ્ત્રીઓને તેં તારી તરફ લઇ (ખેંચી) લીધી છે. ( અર્થાત એવાં એવાં ઘણાં મરી ગયાં છે અને તે તારાંમાં આવેલાં છે)

હે ભાઇ, સમુદ્ર ! તારે મારૂં આ ( વાક્ય ) વચન સાંભળવું ઘટે છે કે તું એ મરેલાંને અમને પાછાં આપ. જો તું એમને આપીશ તો આ ભૂમિ પૃથ્વી (દુનિઆના લોકો) એ અમૂલ્ય માણસોને ખુશીથી પાછાં લેશે માટે હે સમુદ્ર તું એ મરેલાંને પાછાં આપ.

### પાઠ ૫૧ મો.

### કવિના પિતાનો મંદવાડ.

પારો=ધાતુ,
સદીસા=આગળથી; જેટલું બને તેટલું જલદી.
વામી નાંખવું=કાઢી નાંખવું.
ધ્રુવ=ધ્રુવનો તારો
હોકો=હોકાયંત્ર
ટંડેલ=કપ્તાન

**ટીપઃ**—આ કવિતા દ્વિઅર્થી છે એમાં વાચ્યાર્થ—શબ્દાર્થ એક વહાણના ખલાસીને લાગુ પડે છે પણ વ્યંગ્યાર્થ નર્મદાશંકર કવિના પિતા લાલશંકરને અને તેના જેવું જે જે માણસોનું મરણ થયું હોય તે સર્વને લાગુ પડે છે.

હે ભાઇ ખલાસી તારૂં વહાણ તોફાનમાં પડ્યું છે, અને ઉપાયો હાથમાં રહ્યા નથી. તારાથી બની તેટલી તેં બહુ બહુ. યુક્તિઓ કરી, પણ કમનસીબે રાત પડી ગઇ. રાત પડી જવાથી અંધારામાં કાંઇ સુઝે નહિ. તેથી વહાણનો નાશ થવાનો સંભવ રહે.

હવે કવિ પોતાના બાપને ઉદ્દેશી કહે છેઃ–

હે ભાઇ (લાલશંકર) તમારૂં શરીર રૂપી વહાણ મોત રૂપી તોફાનમાં પડ્યું છે. અર્થાત્ તોફાનમાં પડવાથી જેમ વહાણ ડુબવાનો સંભવ રહે છે તેમ તમારૂં મરણ થવાનો સંભવ રહે છે. હવે એકે ઉપાય હાથમાં રહ્યો નથી. ( મરણ થવાનો ઘણોજ સંભવ છે એવું સૂચવે છે. ) તારાથી થાય તેટલી યુક્તિ ( ઉપાયો ) તો તેં કરી જોઈ પણ રાત પડી ગઇ છે. અર્થાત્ હવે મરણ આવીજ પહોંચ્યું છે.
**ટીપઃ**–ભાઇ કહેવાનું કારણ નર્મદાશંકર પોતાના બાપને ભાઇ કહેતા હોવા જોઇએ, ઘણા ગુજરાતી બાપને ભાઇ કહે છે.

જ્યારે પારો નીચે ઉતરવો માંડયો ત્યારે તેં આગળથીજ જાણ્યું હતું કે તોફાન થશે. ( બેરો મિટર (વાયુ ભાર માપક યંત્ર)માં જ્યારે પારો નીચે ઉતરે ત્યારે જાણવું કે હવે થોડી વારમાં તોફાન ( વાવાઝોડું ) થશે. તેથી તું વહાણને બચાવવાને ઘણું મથ્યો. સઢ વગેરે ઉતારી નાંખી વહાણનો બચાવ કરવા પ્રયત્ન કર્યો પણ જરાએ ફાવી શકયો નહિ. (હવે તો) વાદળે પણ ઘેરો ઘાલ્યો છે. અર્થાત્ વરસાદ આવવાનાં પણ ચિન્હ થયાં છે. એટલે તારી સ્થિતિ ગંભીર છે.

**લાલશંકરને—**

ભાઇ જયારે તમારા શરીરમાંથી પારો (ધાતુ) ઘટવા માંડયો, ત્યા-

રનુંજ આગળથી તમે જાણ્યું હતું કે હવે આપણે થોડા દિવસના છીએ. મરણરૂપી તોફાનમાંથી બચવાને તમે ઘણો પ્રયત્ન કર્યો. ( મોજ શોખ છોડી દીધા અને મરી મસાલા; અને રોગિષ્ટ પદાર્થો ખાવા છોડી દીધા. ) પણ વાદળે ( મોત રૂપી વાદળે ) ( રોગે ) તો ઘેરો ઘાલ્યોજ. અર્થાત્ મરણની તૈયારીઓતો થઇ રહીજ!

વહાણના સઢ પવનથી ફડ ફડ થઇ ફાટી ચીથરાં થઇ કયાંને કયાં દૂર ઉડી ગયા જયાં મોટો નુકસાનકારક પવન છુટયો ત્યાં માણસ કેમ કરી બચાવી શકે ? ( વહાણને )

**લાલશંકરને--**

તમારા સઢ રૂપી હાથપગ વગેરે ઇંદ્રિયો નકામી પડી ગઇ મતલબ કે કામ કરી શકે તેવી ન રહી. જયાં મોતરૂપી મોટો વંટોળીઓ છુટયો, અર્થાત્ મોતજ આવ્યું ત્યાં માણસો સલામત કેમ કરીને રહે? જીવી કેમ કરી શકે ? ( સઢ જેમ નદીમાં નાવને ચાલાવે છે–ચાલવામા મદદ કરે છે. તેમ હાથ પગ વગેરે ઇંદ્રિયોથીજ આ દેહરૂપી વહાણ ચાલે છે. )

વહાણ હાલ હાલ થાય છે તેથી અંદર દરીઆનું પાણી પણ ભરાવા માંડયું છે; અને સુકાન પણ તદન ભાંગી ગયું છે તેથી તે આમ તેમ દોડયા કરે છે, ધારેલે ઠેકાણે(કિનારે) જતું નથી. પણ આડું અવળું જાય છે.

તમારૂં શરીર રૂપી વહાણ ડોલમ ડોલા થાય છે, અર્થાત્ તમારાથી સ્થિર ઉભાં રહેવાતું નથી તમારા પગ ધ્રૂજે છે, અને પાણી પણ ભરાવા માંડયું છે એટલે પગે સોજા પણ ચઢવા માંડયા છે. શરીરમાં શકિત રૂપી જે સુકાન હતું જેથી પગ સ્થિર રહેતા હતા તે ભાંગ્યું

(નષ્ટ થયું) છે તેથી તે ( શરીર ) આમ તેમ દોડે છે અર્થાત્ લથ-ડીઆં આવે છે.

વહાણને બચાવવા માટે અંદરથી ઘણો માલ કાઢી નાંખ્યો ( દરીઆ-મ ફેંકી દીધો ) તોપણ તે પુરેપુરૂં તરતું નથી, ઘણા ખલાસી લોક જે તરવામાં ઘણાજ હોશીઆર હોય છે તેજ તણાઈ ગયા તો પછી બિચારા ઉતારૂ કેમ ડુબી ન મરે ?

તમારા શરીરને (જીંદગીને) બચાવવા માટે પેટમાંથી દવાથી (જુલાબ વાટે યા ઉલટી વાટે ) ઘણો માલ રૂપ વિકાર કાઢી નાંખ્યો તોપણ તે પુરેપુરૂં ટટાર થતું નથી. અર્થાત્ શરીરમાં શકિત આવતી નથી. ઘણા ( ખલાસી ) શરીર રૂપી વહાણને સુધારનાર (ઠેકાણે લાવનાર ) વૈદો આવી ગયા, તોપણ કાંઇજ વળ્યું નહિ તો પછી ઉતારૂ (માંદો) તે કેમ મરે નહિ. અર્થાત વૈદો દવા કરીને થાકયા પણ રોગ મટયોજ નહિ પછી મોત કેમ થાય નહિ ?

વાદળ થવાથી અંધકારમાં ધ્રુવનો તારો પણ દેખાતો નથી અને (હોકાયંત્ર) (કંપાસ) પણ દેખાતું નથી. કે જેથી દિશા સૂઝે. હવે કંઈજ ઉપાય રહ્યા નથી એમ ધારી બહાદુર કપ્તાન ઉભાં નથી રહેવાતું તોપણ બળાત્કારે (સ્થિર) ઉભો રહી ટક ટક જોયા કરે છે કે જોઉં વારૂ હવે હું કયારે ને ડુબું છું.

રોગ એટલો બધો જામી ગયો છે કે ધ્રુવ (ડુંટી) ઉપરથી જણાય છે તે અંભોઇ છે કે નહિ એટલે ધબકે છે કે નહિ તેની પણ ખબર પડતી નથી. (કહે છે કે માણસ મરતા અગાઉ સવા ઘડી તેની અંભોઈ પ્રથમ મરી જાય છે ક(ધબતી બંધ થાય છે.) અને

હોકાયંત્રરૂપી નાડી પણ દેખાતી નથી. આવે વખતે ખરો મરદ મરણથી ન ડરતાં હવે મારૂં ક્યારે મરણ થાય છે તેની વાટ સ્થિર ચિત્તે જુએ છે.

જેમ કેફી માણસે ઘણો કેફ પીધો હોય અને તેના હોસ (શક્તિ) (દેદાર) (ભાન) રહેતા નથી તેમ થાકથી ટંડેલ ધૂમ (હોસ વગરનો) થઈ ગયો અને ધીમે ધીમે શ્વાસ કાઢવા લાગ્યો. કારણ કે તે બીધો કે હવે મારૂં નક્કી મોત આવ્યું-હું ડુબી મરીશ-એવી તેને ખાત્રી થઈ.

જેમ કેફી માણસે ઘણો કેફ પીધો હોય અને તેના હોસ રહેતા નથી તેમ લાલશંકરને થયું. પ્રથમ તો ઉપર કહ્યું તેમ તે ડર્યા નહિ પણ ઘણીવાર તેમ રહેવાયું નહિ ને અવાચક થઇ ગયા-પછી ધીમે ધીમે (થાકે) ભાન વિનાનો ધૂમ થઇ જઇ તેણે શ્વાસ કાઢવા માંડ્યો.

લાલશંકર રૂપી માણસ અને ટંડેલ કપ્તાનનું વહાણ-શરીર રૂપી વહાણ ખરાબા પર ચઢીને ભાગી ગયું. અર્થાત તેમનું મરણ થયું. અને તેમનો વારસ નર્મદાશંકર કવિ ફક્ત રડીનેજ રહ્યો. કારણ કે તેની પાસે ખાલી ખોખું (શરીરનું) પણ રહ્યું નહિ. અર્થાત્ તેમનો મૃત દેહ પણ રહ્યો નહિ લોકોએ તેને ફૂંકી મૂક્યો.

## પાઠ ૫૩ મો.

## પરમેશ્વરની સ્તુતિ વિષે.

સ્તુતિ ( સં ) સ્તવન કરવું; ગુણ ગાવા તે.
રચના ( સં ) બનાવટ. (રચ ધાતુ )

ધણી=પ્રભુ
કરૂણા=દયા
પ્રભુતા=ધણી પણું, મોટાઇ.
ધરી=ધારણ કરીને, રાખીને;
મજરો લઈ=સલામ સ્વીકારી

મજ=મારો.
હરીલે=હરણ કરીલે, લઇલે.
વાવરો=વાપરો.
કર=હાથ.
વણસે=બગડે.
વણ સેવના થકી=સેવા વગર.
નર ધારી=નરની ધારેલી.
નર=નર; પુરૂષ.
ધારણા=વિચાર; કામ
મેદની=ટોળું. મનુષ્યોનો સમુદાય; જથો
હરી=લઇ લીધી
હરિ=પરમેશ્વર,
દુઃખ કાળે=દુઃખને વખતે,
કાપી=મટાડી;
ઘડી=બનાવી, પેદા કરી,
જે ઘડી=જે વખતે
ધર્યા=મૂક્યા;
ટળી=મટી ગઈ
આટળી=આટલી,
જરા=થોડા.
દાહતી હતી=બાળતી હતી; દુઃખ દેતી હતી.
દાડી=દરરોજ; હંમેશાં
અતિ=ઘણી
મળીની=મલિન; મેલી,
નિર્મળી (સં) ચોકખી; સારી (નિર+મલ+ઇ) મેલ વિનાની;

કથશે=બનાવીને કહેશે
થોક થશે=થોકડા થશે;
બણી બણી=બની બનીને
નખમાં ન ખમાય=જરા પણ સહન ન થાય,
કંઇ=કંઇક, કેટલાકો
તાપ=દુઃખ,
ખમે=ભોગવે,
હરે=લઇ લે
રજ=ઝીણી વસ્તુ,
પારજ=પાર=છેડો, જ=નક્કી પણુ બતાવનાર ક્રિ. વિ. અવ્યય
પામીએ કથી=કહેવા પામીએ
જણશે=સીલકમાં
જણ=માણસ
સદભાગી (સં) સારા નશીબદાર
સદ ભાવના=મનનો સારો ભાવ.
ધરે=રાખે
રંજન=ખુશ કરનાર.
સુખ કારણે=સુખને માટે
ધર્યા=મૂક્યા
તનવંત (સં) શરીર વાળો; માણસ
વંદશે=પગે લાગશે.
વાનર તોલમાં=વાંદરાની બરાબરીમાં
તજવા=છોડી દેવા

| | |
|---|---|
| તજ=તારી | ગણના=ગણતરી. |
| નિજનો=પોતાનો. | અલ્પ બુદ્ધિ=થોડી બુદ્ધિ વાળો |
| નિજનો ખુની=આત્મ ઘાતી | બોચરે=બોલે |

હે જગતની રચના કરનાર કરૂણાળુ પ્રભુ! મારા પર ઘણી દયા કરો. હે પ્રભુ! તું તારી મોટાઈ ધારણ કરીને મારી સલામ સ્વીકારી મારો રોગ (દુનિઆમાંનું સર્વ પ્રકારનું દુઃખ) લઈ લે. હે પરમ સુખીઆ પરમેશ્વર મને સુખીઆરો કરવાને તમારો હાથ વાપરો; કે જેથી તને સુખે ભજું. હે નર! માણસનાં ધારેલાં કામ નક્કી ઈશ્વરની સેવા વગર બગડે છે. (ઈશ્વરને સોંપ્યા વગર અહંકારથી કરેલાં કામ બગડે છે) હે હરિ! મનુષ્ય દુનિયામાં જન્મેછે, તેની તે પીડાઓ લઇ લીધેલી દેખાય છે. (બાળપણમાં ઘણે ભાગે મનુષ્ય દુઃખની લાગણીઓથી રહિત દેખાય છે). દુઃખને વખતે તમે તેમનાં દુઃખ મટાડીને દીકરા દીકરી કરીને ગણ્યા છે. (ગણો છો.) જે ઘડીએ જેટલા પ્રાણીને સરજીને અહીં મૂક્યા છે, તે સઘળાં ઉપર હે પરમ ઉપકારી પ્રભુ તેં ઉપકાર કર્યા છે. હે ગુણવાન પ્રભુ! તારા ગુણ વાંચવાથી આટલી આપદા મટી ગઇ. જે દરરોજ અતિશે બાળતી (દુઃખદેતી) હતી; તે મલિન બુદ્ધિ ગઇ અને નિર્મળ બુદ્ધિ મળી; કોઇ કવિ જો તારી કવિતા બનાવીને કહેવા જશે, તો તેના બની બની ને મોટા ઢગલા થશે. (પણ તેનો પાર નહિ આવે.) અમારાથી નખમાં પણ ન સહન કરી શકાય, એવા દુઃખ કંઇક જીવતા પ્રાણીઓ ભોગવે છે. સૌ ઠગ ઠગવાની વાત કરે છે, પણ હે જગપાલક પિતા! તું તેમના પાપ લઈ લે છે. ઝીણી રજનો કદાચ અમારી બુદ્ધિ વડે પાર પામીને કહી શકીએ, પણ આપના આ ડહાપણ

( શક્તિ ) આગળ અમારી બુદ્ધિ ચાલતી નથી. (આપની શક્તિનો પાર પામી શકાતો નથી ) સીલકે જગતમાં હજારો આદમી ફરે છે, પણ કોઇક સારા નશીબદારજ આપની તરફ મનનો સારો ભાવ રાખે છે. ( ભક્તિ કરે છે ). હે સુખ કરનાર પ્રભુ ! માણસોને ખુશ કરનાર રંગ તે બનાવ્યા છે, અને તે અહીં સુખને વાસ્તે મૂકયા છે. તારી ભક્તિ છોડી દેવાની વાત જે મૂઢ કરે છે, તેને બધા માણસો પોતાનોજ ખુની પોતાનેજ નુકસાન કરનાર આત્મઘાતી ગણી લેછે. કોઈ ગણનાર જો તારા ગુણની ગણતરી કરે તો તે ગણતાં ગણતાંજ મરણ પામે. ( ત્યાં સુધી ગણ્યા કરે તો પણ પાર આવે નહિ) તારા ગુણ ગણતાં કદી પણ છેલ્લું ઠેકાણું આવે નહિ ( ગણી રહેવાય નહિ છેડો આવે નહિ ) તો થોડી બુદ્ધિવાળો દલપતરામ તે શી રીતે કવિતા બનાવીને કહી શકે. ( આ સ્થળે કવિએ પોતાને પ્રથમ પુરૂષમાં ન ગણતાં તૃતિય પુરૂષમાં ગણ્યો છે. )

**અભિમાન તજવા વિષે.**

અભિમાન ( સં ) ( અભિ+માન. અભિ=તરફ. માન=મ્હોટાઈ) પોતાને વિષે મ્હોટાઇ રાખવી તે. પોતાને વિષે અઘટિત મ્હોટાઇને અહંકાર કહેવાય છે

હજાર વસા=નક્કી

કે'ણ=કહેવત.

ભગવાન (સં) છ પ્રકારના ઐશ્વર્ય ( શ્રી, વિદ્યા, વર્ચસ્, અષ્ટસિદ્ધિ ઇત્યાદી ) વાલા તે, પરમેશ્વર

ગર્વ=અહંકાર

સમાપર=વખતે

મદોન્મત્ત (સં) અહંકારથી છાકી ગએલા (મદ+ઉન્મત.)

સદાવ્રત=સાધુ સંતને હંમેશાં મફત સીધું આપવું તે.

છતા=પ્રખ્યાત.

કળે=યુક્તિથી.

રિપુ=દુશ્મન.

બાણ કમાન=ધનુષ બાણ

શીળી=ઠંડી.

સજે=ધારે; રાખે
સાર=સારા
સમાન=જેવા, બરાબર
જોય=જો
પમાય=મેળવાય
પ્રભુપદ=ઇશ્વરના ચરણ
પુરણ બ્રહ્મ=સાક્ષાત્ પરમાત્મા
પિછાન=ઓળખાણ; જ્ઞાન.
રસાળ=સારા રસીલા
પ્રજાજન=રૈયત
પ્રજાપ્રતિપાળ=રાજા
વિગત=મતલબ
ધારી=રાખીને
તોલ=ખરા ખોટાનો વિચાર

કદી કોઇ માણસ અહંકાર કરે તો તે નક્કી બહુ હલકો (સ્વભાવે નીચ) હોવો જોઇએ, હું આ સારી કહેવત કહું છું તે કાન દઇને ધ્યાન રાખીને સૌ સાંભળો; કે ભગવાનને ભજો અને અહંકારને તજો. મહાન્ રાવણનો પણ અહંકાર પડી ગયો (તૂટી ગયો) અને વખત જતાં તેના બધા માણસો તેના શત્રુ થયા; અંતે તેના જીવનું જોખમ થયું; માટે ભગવાનને ભજો અને અહંકારને તજો. વળી કહો કે અહંકારમાં છાકી ગએલો દુર્યોધન અને જેણે હંમેશાં દાનમાં સદાવ્રત આપ્યાં હતાં એવો અભિમાની કર્ણ પણ કયાં છે? તેઓ પણ મરણ પામી ગયા; માટે ભગવાનને ભજો અને અહંકારને તજો. ( કહેવાય છે કે કર્ણ દરરોજ સવા શેર સોનું દાનમાં આપતો હતો. )

જગતમાં પ્રખ્યાત લડવૈયા પુરૂષો હતા, કે જેઓ યુક્તિથી શત્રુપર ક્રોધ કરતા હતા. તે બળીઆ પુરૂષો પણ ધનુષ બાણ મૂકીને મુઆ, માટે ભગવાનને ભજો અને અહંકારને તજો. હંમેશ રાજછત્રની ઠંડી છાંયડી થતી હતી, અને જેઓ કંઇ પણ કરતાં જરા ડરતા નહિ;

એવા નર પણ પોતે ગયા અને તેમના ગુણના ગાન (જશ) રહ્યા, માટે ભગવાને ભજો અને અહંકારને તજો. જો માણસ સઘળા સારા ગુણ ધારણ કરે ( રાખે ) પણ મનમાં જરાક અહંકાર રાખે; તો તે દૂધમાં શાકર ભેળ્યા જેવું થાય છે; ( આવા સહુ ગુણ ઝેરવાળા દૂધની પેઠે નકામા પઈ પડે છે) માટે ભગવાનને ભજો ને અહંકારને તજો.

જો મનથી જગતમાં આબરૂને ચહાતા હો, તો કદી કોઇ અહંકાર ન કરો; હે નર તમે જેમ નમ્ર (નરમ) હશો તેમ ગુણવાન થશો, માટે ભગવાનને ભજો ને અહંકારને તજો.

અહંકાર ટળી જવાથી બહુ મિત્ર મળે છે ને ઇશ્વરના ચરણનો પવિત્ર પ્રેમ મળે છે. (પરમેશ્વરમાં સાચો પ્રેમ પ્રકટ થાય છે) પછી પૂર્ણ બ્રહ્મનું (પરમાત્માનું) ઓળખાણ થાય છે, માટે ભગવાનને ભજો ને અહંકારને તજો. હે પ્રજાજન અને નૃપતિઓ; આ નવ રસાળ છંદ સાંભળીને વિગત (મતલબ) મનમાં રાખીને અને વળી વિચાર કરીને એનો તોલ કરો એમ દલપતરામ કવિ કહે છે.

## પાઠ. ૫૫ મો.

હિમાલય=(હિમ=બરફ+આલય=ઠેકાણું) બરફનું ઠેકાણું. જ્યાં બરફ હંમેશ પડ્યો રહે છે તે પર્વત.

હિમાચળ= ( હિમ=બરફ+અચળ =પર્વત )જે પર્વતપર હંમેશ બરફ છે તે પર્વત; હિમાલય

કસ્તુરીમૃગ=જે મૃગની ડુંટીમાંથી કસ્તુરી નીકળે છે તે મૃગ. એ મૃગ ટિબેટમાં થાય છે.

જાહ્નવી=ગંગા. સ્વર્ગમાંથી ગંગા શિવના મસ્તક પર પડ્યાં. તે ત્યાં સમાઇ ગયાં શિવની ઘણી સ્તુતિ ભગીરથ રાજાએ કરી ત્યારે પોતાની એક

લટ છોડી પ્રવાહ ચાલાવ્યો. એ પ્રવાહને પોતાના પૂર્વજો જે જગ્યા એ મૃત્યુ પામ્યા હતા તે જગ્યા એ લઇ જવા માટે ભગીરથ આગળ ચાલતા હતા. રસ્તામાં એક જહ્નુ નામના ઋષિ તપ કરતા હતા. ભગીરથે તેમને રસ્તામાંથી ખસીજવા વિનંતી કરી કારણ કે તેઓ ખેંચાઇ જાય નહિ. ઋષિ ગુસ્સે થયા અને જેવી ગંગા પ્રચંડ પ્રવાહથી આવી તેવુંજ તેનું આચમન કરી ગયા. ભગીરથે બહુ પ્રાર્થના કરી ત્યારે પોતાની જાંઘમાંથી ઋષિએ પ્રવાહ ચલાવ્યો આથી ગંગા જાહ્નવી કહેવાઇ.

શ્રમહર્તા=( શ્રમ=થાક+હર્તા=હરણ-કરનાર) થાકને લઈ લેનાર—મટાડનાર.

પંક=કાદવ

દેવદારૂ=દેવદાર

સ્કંધ=ડાળી, ખભા

ગુચ્છ=જથો

પ્રજ્વલન=સળગાવતો

આરત=દુઃખ

સંચે છે=સંગ્રહે છે

શરભ=એ આઠ પગનું કલ્પિત પ્રાણી છે. એ પ્રાણી હાથીનો કટ્ટો દુશ્મન ગણાય છે.

અણુસમજ્યું=વગર વિચાર્યું

આરંભે=શરૂ કર્યે

પરિભવ=(પરિ+ભૂ=થવું) નિષ્ફળતા;

વેણુ=વાંસળી

કિન્નારીઓ=કિન્નર લોકની સ્ત્રીઓ; કિન્નર લોક દેવના ગવૈયા છે. તેઓ દેવયોનીમાં ગણાય છે.

**विद्याधराप्सरोयक्ष रक्षोगंधर्व किन्नराः**

**पिशाचो गुह्यकः सिद्धो भु-तोमी देवयोनयः**

એ દશ દેવયોની છે

કોકિલ કંઠે=મધુર અવાજે; કોયલના જેવાસૂરથી. કોકિલ=કોયલ

ત્રિપુર વિજય=ત્રિપુરાસુર નામનો દૈત્ય શિવનો દુશ્મન હતો તેને શિવે માર્યો હતો તે પરાક્રમની હકીકત જે પુસ્તકમાં લખેલી છે તે ત્રિપુર વિજય

મૃદંગ=એક જાતનું વાજું. નરઘાના જેવું એક બાજુએ અને ડફના જેવું બીજી બાજુએથી હોય એવું ઢોલ.

શિવ વલ્લભ=(શિવ=મહાદેવ+વલ્લભ=પ્રિય)મહાદેવને પ્રિય; શિવને વહાલું લાગે તેવું.

સાજે=સાહિત્ય વડે; ગાવાનું સાહિત્ય

ઉપતટ=(ઉપ=પાસે+તટ કિનારો)=

કિનારા પાસે
બલિનિયમન=બળિ રાજાને નિયમમાં રાખનાર; બળિ રાજાને બંધન કરનાર
તત્પર=તૈયાર
શામપાદ=કાળા પગ
ક્રૌંચ=એ નામની હિમાલયથી ટિ-બેટમાં જતાં એક સંકડી ખીણ છે.
ભૃગુકુળ દીપક=ભૃગુ ઋષિના કુળને શોભાવનાર-દીવારૂપ=પરશુરામ
શૃંગ=શિખર
વીસભુજા=રાવણ, વીસ હાથ વાળો
ખખલ્યા છે=ઢીલા થયા છે.
વિશેષ=વધારાનું જોવા જેવું.

**ટીપ**:-આ કવિતા કવિકુલ ભૂષણ કાલિદાસના મેઘદૂત કાવ્યનું ભાષાન્તર સ્વર્ગવાસી નવલરામ ભાઇએ કહેલું તેમાંથી લીધેલી છે. તેથી મેઘદૂતની હકીકત ટૂંકામાં કહીએ તો અસ્થાને નહિ ગણાય.

એક યક્ષ ઇંદ્રરાજાના શ્રાપથી પૃથ્વી પર આવી પડયો. તેણે પોતાની પ્રિયાને વિરહની વેદનાથી સંદેશો મોકલવાનો વિચાર કર્યો. પણ કાસદ નહિ એટલે મેઘનેજ કવિએ કલ્પિત કાસદ (દૂત) માન્યો, અને તેની સાથેજ સંદેશો મોકલાવ્યો. વર્ણન કરતાં કરતાં હિમાલય સુધી મેઘ સંદેશો લઇને આવેલો છે એવી કલ્પના અત્રે કરેલી છે, ત્યાંથી આગલો ભાગ આ કવિતા છે.

**સમજુતી**—જે બરફ વડે ઉજળો છે, કસ્તુરી મૃગોના બેસવાથી જેની શિલા (પત્થરો) ઉપર સુગંધી બેઠેલી છે, ( સુગંધી બેસવાનું કારણ કસ્તુરીની રજ પત્થરોએ ચોંટી રહેલી છે તે. ) અને જ્યાંથી ગંગા નદી નીકળે છે, એવા હિમાલય પર્વતે ( પર્વત આગળ ) તું ( મેઘ ) જઇ પહોંચ, અને દુ:ખને હરનાર ( થાકને હરનાર ) એ પર્વતનાં શિખરોપર બેસ. જ્યારે તું એ પર્વતનાં શિખરપર બેસીશ ત્યારે શી શોભા થઇ રહેશે ? જાણે શ્રી શંકર ભગવાનનો પોઠીઓ ( નંદી ) પોતાના શરીર પર કાદવ ઉછાળતો હોયની !

એવી શોભા ( દેખાવ ) થશે. પોઠીઆ જ્યારે મસ્તી પર આવે છે ત્યારે પોતાનાં સખ્ત શિંગડાંથી ભેખડે માંથી ( જમીનમાંથી ) કાદવ ઉખાડે છે. એ દેખાવ કવિએ જાયેલો તે ઉપરથી આ ઉત્પ્રેક્ષા અલંકાર ઘટાવ્યો છે. નંદીને આ ઠેકાણે સફેદ કલ્પ્યો છે. હિમાલય પર્વતનાં શિખર પર હંમેશ બરફ રહે છે તેથી તે સફેદ દેખાય છે– હોય છે. મેઘ (પાણીવાળાં વાદળાં) હંમેશ કાળાંજ હોય છે. એ વાદળાં જ્યારે પર્વતનાં શિખરોને અડકે ત્યારે ઉપલો દેખાવ થાય. એમાં પર્વત તે નંદી અને પંક (કાદવ) રૂપી કાળો તે મેઘ (કાળાં વાદળાં.)

જો પવન ઉડવાથી (વા વાવાથી) દેવદારના ઝાડની ડાળીઓના યુદ્ધ વડે (ઘર્ષણ વડે) પેદા થયેલો દવ જંગલી ગાયોનાં પુછડાંના ગુચ્છાવડે ઠામ ઠામ અગ્નિ સળગાવી પર્વતને પીડતો હોય તો તારી હજારો (પાણીની) ધારાઓ વડે તારે તેને હોલવવો ઘટે છે; કારણ કે દુઃખી માણસોનાં દુઃખ દૂર કરવા માટેજ સજ્જન (સારા માણસો) દ્રવ્ય સંગ્રહ કરે છે

જંગલમાં વા વાવાથી ઝાડો ખીચો ખીચ હોય છે તે ઘસાય છે ઘસાવાથી અગ્નિ લાગેજ. એ અગ્નિ તે દવ કહેવાય છે. ( જંગલી ગાયોઃએ ગાયો હિમાલયમાં થાય છે એના પુછડાંનાં ચમ્મર થાય છે હિમાલયમાંથી ટિબેટના વેપારમાં ઉપયોગમાં લેવાતી **યાક** નામની ગાયો જે હાલ વપરાય છે તે આ હશે ) જંગલમાં દવ સળગે એટલે તેમાં રહેલી ગાયોનાં પુછડાં પણ સળગેજ આથી ગાયો ગભરાટથી નાસા નાસ કરે અને તેથી પુછડાં વડે ઠામ ઠામ આગ લાગેજ.

છેલ્લું વ્યવહારી ચરણ કાલિદાસે મૂકી પોતાનો ઘણો ઉંચો વિચાર જણાવ્યો છે. કાલિદાસ કવિ પોતાનાં કાવ્યોમાં વારંવાર વચ્ચે વચ્ચે આવો બોધ કરતા જણાય છે.

હાથીની ભ્રાન્તિથી-તું હાથી છે એમ ધારીને તારા પર શરભ પોતાનાં (હાડકાં) શરીર ભંગ થવાને માટેજ ટપ દઇને તલપ મારે છે (કૂદકો મારે છે.) પણ તું તો જાતનો ચપળ છે એટલે આકાશની સાથે વાતો કરે છે. અર્થાત્ જલદી ઉંચે ચઢી જાય છે.

(જ્યારે વાદળાં હિમાલયનાં શિખરોને અડકતાં અડકતાં જાય છે ત્યારે શરભ જે હાથીઓનો કટ્ટો દુસ્મન છે તે (તેનો) મેઘને હાથી ધારી વેરથી તેના પર તલ્પ મારે છે. (મારવા માટે.) પણ વાદળાં તો તુરત આકાશમાં જતા રહે છે એટલે શરભ પોતાની તલપ ચૂકે છે અને શિખરો પરથી કૂદકો મારવાને લીધે ગબડીને પછડાય છે, આથી તેનાં હાડકાં મફતનાં ભાગેજ એ સ્વાભાવિક છે.)

આકાશમાં રહીને તું શરભ ઉપર કરાનો તડ તડ માર કર અને ખડખડ હસ. અર્થાત ગાજ. (ખડખડ હસવામાં અવાજ થાય અને ગાજવાથી પણ અવાજ થાય એ બન્ને વચ્ચે સાદૃશ્ય છે.)

કારણ કે તારી જીત થયેલી છે, અને શરભનાં હાડકાં ભાગ્યાં એ તેની હાર સૂચવે છે. હવે હારનું કારણ સૂચવતાં કવિ નીતિમય વાકય કહે છે કે અણ સમજે(વગર સમજે) કોઈ પણ કામ શરૂ કરવાથી કોણ પરિભવ(નિષ્ફળતા)ને પામ્યું નથી? અર્થાત્ વગર સમજે કોઈ પણ કામ કરીએ તો નિષ્ફળ નીવડીએ. શરભે વગર સમજે મેઘને હાથીનો ભેદ જાણ્યા વગર તલપ મારી તો તેનાં હાડકાં ભાગ્યાં.

વાંસળીઓમાં પવન ભરાઇને-ભરાવાથી ત્યાં મધુર અવાજ થાય છે. તે વાંસળીના રાગની સાથે સુંદર કિન્નરીઓ ઉત્સાહ પૂર્વક કોયલના જેવા સૂરથી ત્રિપુરવિજય ગાય છે, તે વખતે જો તું

મૃદંગના જેવા અવાજ વડે ગુફાઓમાં ગાજે તો સાહિત્ય વડે શિવને વહાલું એવું સંગિત પૂર્ણ થાય.

પર્વતપર વાંસનાં વન હોય છે, તેમાંના કેટલાક સૂકા વાંસમાં ભ્રમરો કાણાં પાડે છે. એ કાણામાં જ્યારે પવન ભરાય છે, ત્યારે વાંસળી વાગતી હોય એવો અવાજ થાય છે. ત્રિપુરાસુર નામનો રાક્ષસ લોકોને ઘણું દુઃખ દેતો હતો આથી તેને શિવે માર્યો એ હકીકત સંબંધીનું કાવ્ય લોકો ઉત્સાહથી ગાયજ. ટિબેટ બાજુજ ત્રિપુરાસુરનું રાજ્ય હતું.

મેઘના ગર્જનથી ગુફાઓમાંથી પ્રત્યાઘાત થાય તે અવાજ મૃદંગ વાગતી હોય એવો થાય છે. સંગીત ત્રણ વસ્તુથી થાય **गीत वाद्यं नृत्यं.** આમાં કિન્નારીઓ ગાય છે અને વાદ્યમાં (સાજમાં) ફક્ત વેણુઓજ છે. પણ એકલી વેણુઓનું સાજ પૂર્ણ નથી, તાલ બતાવવા માટે મૃદંગ જોઇએજ. તે તું (મેઘ) વગાડે તો શંકરનું પ્રિય સંગીત સાજ એ ગાવાનાં સાહિત્ય વડે પૂર્ણ થાય.

[પૂર્ણ સંગીત થવા માટે હજુ **नृत्य** ની ખામી છે. એ સાંભળી શંકર પોતેજ **नृत्य** કરશે એમ ધારીએ તો સંગિત પૂર્ણ થાય.]

મહાદેવને સંગિત ઘણું પ્રિય છે એ પુરાણ પ્રસિદ્ધ વાત છે.

હિમાલયનાં શિખરો ઉપર જે જે વિશેષ હોય તે જોઇને જે ભૃગુ કુળદિપક(પરશુરામ)ના યશની ખરેખરી બારી છે, અને જયાંથી દરવર્ષે હંસની સ્વારી આવે છે ને જાય છે એવી ક્રૌંચની બારીમાં (ખીણમાં) બળિરાજાને વશ કરનાર વામનના કાળા પગના જેવો થઇને તું પેસ.

કાળા પગના જેવો થઇને પેસવાનું કારણ મેઘ મુદ્દે તો કાળો-જ હોય અને તેમાં વળી ક્રૌંચની ખીણ સાંકડી છે તેમાં થઇને જવાનું હોવાથી વધારે સંકોચાઇ પગની પાની જેવું સ્વરૂપ લેવું પડેજ. વાદળાં જેમ જેમ સંકોચાય(ઘટ્ટ થાય) તેમ તેમ વધારે કાળાં થાય છે, આથી કાળો પગ કહ્યો.

હંસ ચોમાસામાં માનસરોવર પરજ રહે છે ચોમાસું વીત્યા બાદ હિંદ ભણી ફરવા આવે છે અને ચોમાસું આવતાંજ પાછા માન સરોવર ભણી જાય છે. તેઓ પણ આ ક્રૌંચની ખીણમાંથીજ જાય છે.

પરશુરામના યશની બારી કહેવાનું કારણ:—પરશુરામ શિવજી પાસે ધનુર્વિદ્યા શિખવા માટે ગયા હતા, ત્યાંથી પાછા ભણીને આ-વતાં શિવ પુત્ર કાર્તિકેય(સ્કંધ) સાથે પોત પોતાના સામર્થ્ય વિષે વાદ વિવાદ થયો; આથી પોતાનું સામર્થ્ય બતાવવા પરશુરામે એક બાણ મંત્ર ભણી સામા હિમાલયમાં એવું તો માર્યું કે તેમાં એક સળંગ રસ્તો(ખીણ) પડી રહી. ક્રૌંચની ખીણની આ ઉત્પત્તિ ઉપર નજર રાખી કવિ કહે છે કે એ તો પરશુરામના યશની ખરેખરી બારી છે. મતલબ એ છે કે પરશુરામ પૃથ્વી નક્ષત્રી કરવા ગુરૂ પાસેથી વિદ્યા ભણીને પ્રથમ પોતે હિંદમાં ન હોતા આવ્યા પણ તેમનો યશજ પર્વત ફાડીને હિંદમાં પ્રથમ આવ્યો હતો.

ત્યાંથી ક્રૌંચની બારીમાંથી નીકળી તું ઉંચેને ઉંચે ઉત્તર દિશા તરફના મુલકમાં પ્રવાસ કર. હે પ્રિય ( મેઘ ) તું શ્રી કૈલાસમાં જઇને પ્રીતે તેનો પરોણો થા.

રાવણના બળથી જેના સાંધા ખખડયા છે (ઢીલા થયા છે) એવા

કૈલાસ પર્વતના ડગમગ ડોલતા શિખરની શોભા તું જો કે કેવી સુંદર છે ! જો, તે તને બોલાવે છે.

સાંધા ખખળવાનું કારણ—એક વખત રાવણ શિવ દર્શનાર્થે કૈલાસમાં ગયો ત્યાં શિવ પાર્વતી એકાંતમાં બેઠેલાં હોવાથી નંદીએ તેને અટકાવ્યો, આથી રકઝક થઇ, અને ક્રોધે ભરાઇ રાવણે પોતાના વીસ હાથથી કૈલાસ પર્વત ઉખેડી ગર્વથી ઉધો વાળવા માંડ્યો; આથી શંકરને ગુસ્સો ચઢ્યો તેમણે પોતાનો પગ ઠોકી પર્વતને સજ્જડ બેસાડી દીધો. પર્વતના સજ્જડ બેસવાથી રાવણના હાથ પર્વત નીચે દબાયા. પછી તેણે પાર્વતી શંકરની ઘણી સ્તુતિ કરી ત્યારે પાર્વતીના કહેવાથી પર્વતને સહજ મૂળમાંથી ઓછા ભાર વાળો (ઢીલો) કરી રાવણના હાથ શંકરે કાઢવા દીધા, આથી પછી હમેશ એ પર્વત મૂળમાંથી જરા ઢીલો રહ્યો.

એવું કહેવાય છે કે કૈલાસ પર્વતનું શિખર હંમેશ હાલ્યાજ કરે છે. દુનીઆમાં કેટલાક ખડકો એવા છે કે તે જરા જોરથી ચક્કર ચક્કર ફરે પણ ગમે તેટલા માણસ મળે તો પણ તે ઉંચકી તો નજ શકાય એવી તરેહનો એક નાનો ખડક ઇંગ્લાંડમાં કાર્નવાલ પરગણામાં પેન્ઝાન્સની પાસે છે, તેમજ મહા બળિપુર આગળ એવો ચમત્કાર દીઠામાં આવે છે. કૈલાસનું એવુંજ છે કે કેમ તેનો શોધ થયો નથી.

ડોલતું શિખર છે એમ ધારી કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે જો જો તે તને ( મેઘને ) બોલાવે છે.

અપરંપાર=ઘણીજ; પાર વિનાની
ગિરિવર=(ગિરિ=પર્વત+વર=શ્રેષ્ઠ)પર્વતોમાં શ્રેષ્ઠ.
વારૂ=ઓવારૂં; ફીદા થાઉં; વારી જવું.
કાલ=વખત
શીષ=( સં )શીર્ષ=માથું

ધરા=પૃથ્વી (ધૃ=ધારણ કરવું પરથી)
વિરાજે (વિ=વિશેષે કરીને+રાજ=પ્રકાશવું; શોભવું ઉપરથી )=શોભે
યાર=ભાઇ
ગોખ=ગોખલો સં **गवाक्षक:**
ચંદ્રા=ચંદની, કૌમુદી.
તુહિન=બરફ
વપુ=શરીર
ત્રિવિધ=(ત્રિ=ત્રણ+વિધ=પ્રકાર) ત્રણ પ્રકારના; આધિ, વ્યાધિ અને ઉપાધિ.
વાંસ ફૂંકી=વાંસળી વગાડી
મૃદુ=કોમળ
દૃઢવ્રત=જેનું વ્રત મજબુત છે એવાં; સ્થિર; અચળ.
મોરાર=મુર નામના રાક્ષસના દુશ્મન મુરારી ઉપરથી=મોરાર
ધારક=ધારણ કરનાર
ધનવન્તરી=દેવના વૈદ્ય
અવતાર=જન્મ
શીત=ઠંડી
તરંગ=મોજાં; ઝપાટા
દરકાર=પરવા
જનન=(જન્ પેદા થવું ધાતુ પરથી) પેદા થવુંતે; જન્મવું તે
સ્થિતિ=હયાતી; રહેવું તે.
સુખકાર=સુખ કરનાર, સુખદ
દોલતરામ=એ કવિ નડિઆદના વતની છે. લુણાવાડાના દિવાન હતા. એમણે કુસુમાવલી નામનું નૉવેલ બનાવ્યું છે. સુમનગુચ્છ પણ એમનુંજ બનાવેલું કાવ્યનું પુસ્તક છે.

પાર વિનાની શોભા છે, હે પર્વતોમાં શ્રેષ્ઠ(મહાન્) (હિમાલય) તારી શોભા ઘણીજ છે. ( તેથી ) હું તારા પર હજારો વખત વારી જાઉં છું. (ફીદા થાઉં છું.) પર્વતરાજ તારી શોભા ઘણીજ છે.

કાળના માથા પર પૃથ્વી શોભે છે. તેના પર હે ભાઈ, તું સ્થિર છે, હે ગિરિવર ( એ ) તારી શોભા પાર વિનાની છે.

કાળ એટલે વખત. વખત અસ્થિર છે ઝપાટા બંધ ચાલ્યો જાય છે. હવે જે માણસ જોસવાળી ગતિમાં હોય તેનું માથું પણ તેવી ગતિમાંજ હોય; અને એ માથા પર કાંઈ પદાર્થ મૂકીએ તો તે પણ ઘણી ગતિમાંજ હોય એ સ્વાભાવિક છે. આ ઠેકાણે કાળના

માથા પર પૃથ્વી છે એવું કહેવાનું કારણ એજ છે કે કાળ અસ્થિર છે તેથી તેના માથા પર રહેલી પૃથ્વી પણ અસ્થિરજ હોય. બધાનું તાત્પર્ય એ છે કે પૃથ્વી અસ્થિર છે. કવિની કલ્પનામય સૃષ્ટિએ આ એક ચિત્ર રચ્યું છે. )

હવે કવિ ખુબીથી વર્ણન કરે છે કે પૃથ્વી જે અસ્થિર છે તેના પર સ્થિર રહેવાયજ નહિ, છતાં હે ભાઇ તું તો તેના પર સ્થિરજ રહે છે એટલી તારી ( પર્વતની ) ખુબી વિશેષ છે. યાર શબ્દ ખાસ ઉભરાઇ જતું આશ્ચર્ય બતાવવા માટેજ યોજાયલો છે.

આકાશ રૂપી ગોખલામાંથી ખુશ થઇને તને ચાંદની (કૌમુદી)જુએ છે. અર્થાત તારા પર ચંદ્રનો ઠંડો સફેદ–રૂપેરી પ્રકાશ પડે છે ( ત્યારે ) હે ગિરિવર તારી શોભા ઘણીજ થાય છે.

આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણે પ્રકારના તાપ (દુઃખ) સમાવવા માટે ( તું ) ઘણુંજ બરફ ( તારા ) શરીર પર ધારણ કરે છે.

**પર્વતરાજ ઇ૦**

હિમાલય પર્વત ઘણો ઉંચો છે તેથી તેનાં શિખરો ઉપર બારે માસ જથાબંધ બરફ પડયુંજ રહેછે તે ઉપરથી કવિએ આ વર્ણન કરેલું છે. અપાર શબ્દને તુહિન શબ્દ સાથેજ સંબંધ છે એ ખાસ યાદ રાખવું.

સ્થિર ઉભા રહેલા મુર નામના રાક્ષસના શત્રુ શ્રી કૃષ્ણ જેમ બાંસળી વડે ગાયન કરે છે તે પ્રમાણે તું પણ અચળ રહી વાંસ-(ળી) વડે ગાયન કરે છે.

કૃષ્ણ પરમાત્માએ રાસ વખતે એક પદે સ્થિર રહી વાંસળી વગાડી ગોપિકાઓનાં અને સર્વ જગતનાં ચિત્ત આકર્ષ્યા હતાં તેમની

સાથે કવિ સ્થિર પણાનો અને વાંસળી વગાડવાનો પર્વતનો મુકાબલો કરે છે.

પર્વતપર વાંસ ઉગેલા હોય છે. ભ્રમરાઓ તેમાં કાંણાં પાડે છે તેમાં જયારે પવન ભરાય છે ત્યારે વાંસળી વાગતી હોય એવો અવાજ થાય છે તે ઉપરથી પર્વત વાંસળી વગાડે છે એવી કલ્પના કવિએ કરેલી છે. આનો મુકાબલો મેઘદૂતની ઉપલી કવિતાની ,' પવન ભરાઇ વેણુઓમાં નાદ મધુર ત્યાં થાય " એની સાથે કરવો. બન્ને કવિની કલ્પના મય સૃષ્ટિ સરખીજ ભાસે છે. જાણે પહેલાનું બીજું અનુકરણ ન હોય ! !

તું શરીરે નીરોગ છે અને ઔષધિને(ઓસડને) રાખનારો છે. ( ખરેખર ) તું ધન્વંતરીનોજ અવતાર છે. હે પર્વતરાજ ૯૦ નીરોગ (રોગ વિનાના) માણસને દવાની (ઔષધિની) શી જરૂર કે તે રાખે? પણ કવિ પર્વતની મહત્તા બતાવે છે કે તું એ પ્રમાણે સ્વાર્થી નથી પણ પરોપકારી છે. તારે જરૂર નથી છતાં પણ તું મનુષ્યોના ભલા ખાતર ઔષધિ રાખે છે.

તું ઠંડી, તડકો, વરસાદ, દવની જવાળાને (દવ લાગવાથી જે મોટા મોટા ભડકા થાય છે તેને ) જરા વાર પણ ગણતો નથી. હે પર્વતરાજ ૯૦

અર્થ સ્પષ્ટ છે. કવિએ પલવારને બદલે તલભાર શબ્દ વાપર્યા હોત તો વધારે સારૂં થાત !

પવનનાં મોજાં તારા પર ઉછાળા મારે છે (ઝપાટા મારે છે.) અર્થાત્ પવન ઝપાટા બંધ વાય છે અને જોરથી તારી સાથે અથ-

હોય છે, છતાં પણ તેની તને બીલકુલ દરકારજ નથી. મતલબકે તું તેને ગણુતોજ નથી. હે પર્વતરાજ ૪૦

હે પર્વતરાજ, તારા પેદા થવાને અને હયાતિને (સ્થિતિને) (હોવા પણાને) (સંભવને) ધન્ય છે ! ધન્ય છે ! કારણ કે તું સદા સુખ આપનારોજ બની રહે છે. પર્વતરાજ ૪૧.

---

## બ્રિટિશ રાજનીતિ.

આપણો દેશ સ્વતંત્ર નથી, પણ ઈંગ્લાંડના તાબામાં પરતંત્ર છે, ઈંગ્લાંડનો જે રાજા તે આપણા ભરતખંડનો મહારાજાધિરાજ કહેવાય છે કારણ કે ઇંગ્લાંડમાં તે રૈયતનોજ ઉપરી માટે રાજા કહેવાય, અને આપણા દેશમાં તેના તાબામાં રૈયત, રાજા તેમજ મહારાજા પણ છે; માટે તે આપણા દેશનો મહારાજાધિરાજ કહેવાય છે. રાજાને અંગ્રેજીમાં કિંગ કહે છે, અને મહારાજાધિરાજને **એમ્પરર** કહે છે; તેથી **૭ મા એડ્વર્ડ** કે જે હાલ આપણાપર રાજ્ય કરે છે, તે ઇંગ્લાંડ, સ્કોટલાંડને આયર્લાંડના રાજા (કિંગ) કહેવાય છે, અને આપણા ભરતખંડના મહારાજા ધિરાજ (એમ્પરર) કહેવાય છે.

ઈંગ્લાંડમાં કેવળ રાજાનું રાજ્ય નથી, પણ ત્યાં અમીરોની અને રૈયતના મુખત્યારોની મળી બે સભા છે. **અમીરોની સભાને હાઉસ ઑફ લૉર્ડસ** કહે છે, અને **લોકોના મુખત્યારોની સભાને હાઉસ ઑફ કૉમન્સ** કહે છે. એ બે સભાનું ભેગું નામ તે **પાર્લમેન્ટ**. સઘળો કારભાર પાર્લમેન્ટજ કરે છે. માટે ૭મા એડ્વર્ડનું આપણા પર રાજ્ય છે, તે જોડે ઇંગ્લાંડની પાર્લમેન્ટનું પણ રાજ્ય છે, એમ કહેવાય છે.

હાઉસ ઑફ કૉમન્સમાં ને હાઉસ ઑફ લૉર્ડસમાં જે મેમ્બરો

બેસે છે; તે સઘળા બે ભાગમાં વહેંચાયલા હોય છે. જુના વિચારના એટલે તરવારથી કે તોપના ગોળાથીજ દેશ જીતી શકાય, અને તે જાળવી રાખવા માટે મોટા લસ્કરનીજ જરૂર છે, એમ રોપને હાથ રાખી ભપકાથી રાજ્ય ચલાવનાર મેમ્બરો તે **કોન્ઝરવેટિવ** કહેવાય છે; અને રૈયતને હક આપી, તેમની મરજી મુજબ કાયદા બાંધી તે મુજબ રાજ્ય ચલાવવું એવા ઉદાર દીલના મેમ્બરો હોય તે **લિબરલ** કહેવાય છે. પાર્લમેન્ટના મેમ્બરોની પાંચ સાત વર્ષે ચૂંટણી થાય, ત્યારે જે મતના મેમ્બરો વધારે હોય તે મતવાળાના આગેવાનને રાજા પોતની પાસે બોલાવી તેને **વડા પ્રધાનની** એટલે **પ્રાઇમ મિનિસ્ટરની** જગ્યા આપે છે, અને પ્રાઇમ મિનિસ્ટર બીજા દરેક ખાતાના પોતાની ટોળીમાંથી પ્રધાનો નીમે છે. તે સઘળા પ્રધાનોની રાજા મંજુરી આપે એટલે તેઓ રાજ્ય ચલાવે છે. એ પ્રધાનોની જે મંડળી તે **કેબિનેટ** કહેવાય છે. કેબિનેટની મરજી પ્રમાણે આખું બ્રિટિશ રાજ્ય ચાલે છે. હિંદુસ્તાન ખાતાનો એક જુદોજ પ્રધાન છે, તેને **સ્ટેટ સેક્રેટરી કહે છે.** એ સ્ટેટ સેક્રેટરી પણ કેબિનેટમાંજ ગણાય છે. માટે આપણા દેશનો તમામ કારભાર સ્ટેટ સેક્રેટરીની મરજી મુજબ ચાલે છે. મહત્વની બાબત હોય ત્યારે તે વડા પ્રધાનની મંજુરી લે છે, અને સાધારણ બાબતમાં તે પોતાની મરજી મુજબ અહીંના વૉઇસિરોય એટલે **ગવર્નરજનરલને** કાગળ પત્ર કે તારથી જે હુકમો આપે તે પ્રમાણે અહીંનો ગવર્નર જનરલ રાજ્ય ચલાવે છે.

---

# ભરતખંડની રાજનીતિ.

વૉઇસરોયના તાબામાં બે કાઉન્સિલ એટલે સભા હોય છે. **૧ કાયદા બાંધનારી કાઉન્સિલ (સભા)** જેને અંગ્રેજીમાં **લેજિસ્લેટિવ કાઉન્સિલ** કહે છે તે. ૨ જી **રાજકારભાર કરનારી સભા** કેજેને **એગ્ઝિક્યુટિવ કાઉન્સિલ** કહે છે તે. લેજિસ્ લેટિવ કાઉન્સિલમાં મુંબઈ ઇલાકામાંથી તેમજ મદ્રાસ ઇલાકામાંથી પણ એકેક મેમ્બર જાય છે. વળી જે સરકારી નોકર નહિ હોય એવા મેમ્બર પણ લેજિસ્ લેટિવ કાઉન્સિલમાં નિમાય છે. લેજિસ્ લેટિવ કાઉન્સિલનું કામ નવા નવા કાયદા બાંધવાનું છે. નવા કાયદા બાંધવા અગર જુના કાયદા સુધારવા એટલુંજ કામ લેજિસ્ લેટિવ કાઉન્સિનું છે. એગ્ઝિક્યુટિવ કાઉન્સિમાં દરેક ખાતાના ઉપરીઓ હોય છે. લશ્કરી ખાતું, રેવન્યુ એટલે ઉપજ ખાતું, ત્રિજોરી ખાતું, પોષ્ટખાતું, દેશી રજવાડાનું ખાતું, વેપારખાતું, તારખાતું, નિશાળખાતું, ખેતીખાતું વગેરે વગેરે. એ દરેક ખાતાના ઉપરીઓને પણ **કાઉન્સિલર** કહે છે, અને તે સઘળા એગ્ઝિક્યુટિવ કાઉન્સિલના સભાસદ હોય છે, ને મોટા પગારદાર નોકરો હોય છે. દરેક ખાતાના કામકાજને લગતા જે કાગળો હોય તે અગત્યના હોય તો તે ગવર્નર જનરલ આગળ રજુ કરી, તેઓ કહે તે મુજબ જવાબ લખી પાછા વાળાં છે, અને ઓછી અગત્યના હોય તો તેના જવાબ તે પોતેજ પોતાની મરજી મુજબ મુંબઈ ઇલાકો, મદ્રાસ ઇલાકો એમ જ્યાંથી આવ્યા હોય ત્યાં પાછા વાળેછે. એ રીતે આખા દેશનો રાજકારભાર ચાલે છે. એ મુજબ રાજ્ય ચલાવવા બ્રિટશહિંદના રાજકીય ભાગ પાડેલા છે.

**બ્રિટિશ હિંદના રાજકીય ભાગ પાંચમી ચોપડીના અર્થમાં જુઓ.**

જેમ વાઇસરોયના તાબામાં બે કાઉન્સિલ છે તેમ મુંબાઈના ગવર્નરના તાબામાં પણ બે કાઉન્સિલ છે. ૧ કાયદા બાંધનારી સભા કે જેને લેજિસ્લેટિવ કાઉન્સિલ કહે છે તે. (એમાં સરકારી નોકર નહિ હોય એવા શખ્સો પણ મેમ્બરો હોય છે.) ૨જી એગ્ઝિક્યુટિવ કાઉન્સિલ છે. એગ્ઝિક્યુટિવ કાઉન્સિલમાં દરેક ખાતાના ઉપરીઓ હોય છે. જ્યુડીશીઅલ એટલે ઇનસાફ ખાતાનો કાઉન્સિલર, રેવન્યુ એટલે ઉપજ ખાતાનો કાઉન્સિલર વગેરે દરેક ખાતાના ઉપરીઓ હોય છે, તેને કાઉન્સિલર કહેતા નથી, પણ ગવર્નરના સેક્રેટરીઓજ કહે છે.

આખા ઇલાકાના ભાગો કરેલા હોય છે. ખાલસા મુલકના જે ભાગ હોય તેને જિલ્લા કહે છે. સંસ્થાનમાં એક દેશીરાજા હોય તેના ઉપરી તરીકે દેખરેખ રાખવા જે અંગ્રેજ હાકેમ હોય તે રેસિડંટ કહેવાય, અને ઘણાં રજવાડાં ભેગાં કરીને જે ઝુમખો બાંધ્યો હોય તેને એજન્સિ કહે છે, ને તે એજન્સિના ઉપરીને પોલિટિકલ એજંટ કહે છે. પાંચ સાત કલેક્ટરોના ઉપરીને કમિશ્નર કહે છે, અને તે કમિશ્નરોના ઉપરી તે ગવર્નર સાહેબ કહેવાય છે. પણ કાગળ પત્રો ગવર્નર સાહેબના સેક્રેટરી પાસે જાય છે. આખા મુંબઇ ઇલાકામાં ચાર કમિશ્નરો રેવન્યુ ખાતાના છે. ૧) સિંધનો કમિશ્નર. ૨) ઉત્તર ભાગનો કમિશ્નર. ૩) મધ્ય ભાગનો કમિશ્નર ૪) દક્ષિણ ભાગનો કમિશ્નર.

આપણો સુરત જિલ્લો ઉત્તર ભાગના તાબામાં છે. ઉત્તર ભાગના કમિશ્નરના તાબામાં સુરત, ભરૂચ, ખેડા, પંચમહાલ, અમદાવાદ, કોલાબા, થાણા એ જિલ્લાના કલેક્ટરો છે, તેમ પાલણપુર, મહીકાંઠા એજન્સિઓના પોલિટિકલ એજંટ પણ છે. સુરત એજન્સિમાં ફક્ત વાંસદા, ધરમપુર, સચીન એ ત્રણજ સંસ્થાન છે, માટે તે

સુરતના કલેકટરના તાબામાંજ ગણાય, પણ તે રાજ્યોનું કામ કરે ત્યારે તેનો હોદ્દો કલેકટરનો ન કહેવાય, પણ **"એજંટ ટુ ધ ગવર્નર"** એમ લખાય છે. ખંભાતનું સંસ્થાન નાનું છે માટે ત્યાં જુદો રેસિડંટ ન નીમતાં ખેડાના કલેકટરના તાબામાંજ તે મૂકેલું છે. પંચમહાલ એજન્સિ નાની છે માટે તે પંચમહાલના કલેકટરના તાબામાં મૂકેલી છે. **વડોદરા સંસ્થાન આખા મુંબઇ ઇલાકામાં મોટું દેશી રાજ્ય છે,** માટે ત્યાં **રેસિડંટ** નીમ્યો છે. એ રેસિડંટ ગવર્નર જનરલના તાબામાં છે. કાઠિઆવાડનો પોલિટિકલ એજંટ કોઈ કમિસ્નરના તાબામાં નથી, પણ ગવર્નરના તાબામાં છે. કાઠિઆવાડ એજન્સિના પોલિટિકલ એજંટના હાથ નીચે ચાર આસિસ્ટંટ પોલિટિકલ એજંટો છે. પૂર્વ ખાનદેશ, પશ્ચિમ ખાનદેશ, નાશક, અહમદનગર, પુણા, સતારા, સોલાપુર એ જિલ્લાઓ મધ્ય ભાગના કમિસ્નરના તાબામાં છે. અને રત્નાગીરી, કલાદગી, બેલગામ, ધારવાડ, ઉત્તર કાનડા એ જિલ્લાઓ દક્ષિણ ભાગના કમિસ્નરના તાબામાં છે. અને અકલકોટ વગેરે સંસ્થાન પણ એજ કમિસ્નરના તાબામાં છે.

એ ચાર રેવન્યુ કમિસ્નરો ઉપરાંત પોલિસ ખાતાનોએક કમિસ્નર, કસ્ટમ, સોલ્ટ અને આબકારી કમિસ્નર, સેનેટરી કમિસ્નર, એ કમિસ્નરો અને કાઠિઆવાડનો પોલિટિકલ એજંટ એઓ જે પત્રો મોકલે તે ગવર્નરના સરનામાથીજ જાય છે, પણ ઓછી મહત્વના હોય તો સેક્રેટરીઓજ તેના જવાબ વાળે. પણ મહત્વના હોયતો તેના જવાબો ગવર્નર સાહેબને પુછીને તેમના કહ્યા મુજબ વાળે છે.

વળી કેટલાંક ખાતાં કેવળ જુદાંજ હોય છે, જેમકે સરકારી મકાનો બાંધનારૂં ખાતું તે **પબ્લિક વર્કસ ડિપાર્ટમેન્ટ** કહેવાય છે તેને

ઉપરી જિલ્લામાં હોય તે **એગ્ઝિક્યુટિવ ઇજીનીઅર** કહેવાય છે. સુરત અને ભરૂચ જીલ્લાનો એકજ એગ્ઝિક્યુટિવ ઇજીનીઅર છે. એવા એગ્ઝિક્યુટિવ ઇજીનીઅરોના ઉપરી તે **જનરલ એગ્ઝિક્યુટિવ ઇજીનીઅર** કહેવાય અને તેનો સંબંધ ગવર્નર સાહેબ જોડેજ છે. તેમજ દરેક જીલ્લામાં એકેકી મોટી ઇસ્પિતાલ હોય છે, તેનો ઉપરી ડાક્તર તે **સિવિલસર્જન** કહેવાય અને તે સઘળાનો ઉપરી તે **સર્જન જનરલ** કહેવાય, તેનો સંબંધ ગવર્નર સાહેબ જોડેજ છે. તેમજ દરેક જિલ્લામાં ઈનસાફ ખાતાનો ઉપરી તે **સેશન જડજ** એટલે **ડિસ્ટ્રીકટ જડજ** કહેવાય. બધા ડિસ્ટ્રિક્ટ જડજોનો સંબંધ મુંબાઈની હાઇકોર્ટ જોડે છે. અને હાઇકોર્ટનો સંબંધ ગવર્નર જોડે હોય છે. તેમજ નિશાળ ખાતાનો જિલ્લાનો ઉપરી તે **ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર** કહેવાય, ને તેનો ઉપરી તે **એજ્યુકેશનલ ઇન્સ્પેકટર** કહેવાય, એ ઉત્તર ભાગનો કહેવાય છે ને અમદાવાદમાં રહે છે. તેનો ઉપરી તે **ડિરેકટર સાહેબ** કહેવાય, તે પુણામાં રહે છે. ડિરેકટર સાહેબના ઉપરી ગવર્નર સાહેબ છે. એ મુજબ કસ્ટમ કમિસ્નરના તાબામાં કસ્ટમ એટલે વહાણની જકાત, મીઠાની ઉપજ, તાડી, દારૂ, ભાંગ ગાંજાની એટલે આબકારી ઊપજ વગેરે ખાતાં છે. તેના તાબામાં આખા ઇલાકાના કસ્ટમના કલેકટરો ને કસ્ટમના આસિસ્ટંટ કલેકટરો હોય છે તે મુજબ જિલ્લામાં પોલિસ ખાતાનો ઉપરી તે **પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ** અને તેનો ઉપરી તે **પોલિસ કમિસ્નર** અને તેનો ઉપરી તે ગવર્નર સાહેબ છે.

---

## જીલ્લાની રાજનીતિ.

જિલ્લાનો હાકેમ તે તે જિલ્લાનો કલેકટર સાહેબ કહેવાય. કલેકટર એટલે વસુલાત એકઠું કરનાર. માટે આખા જિલ્લામાં

જમીનનું વસુલાત આવે અગર સ્ટાંપ વેચાણના, મીઠાના કે વહાણની જકાતના, કે આબકારીના જે પૈસા આવે તે સઘળા ત્રિજોરીમાં જમા થાય, માટે ત્રિજોરીનો ઉપરી પણ કલેકટર સાહેબજ કહેવાય છે. ત્રિજોરીનું કામ કરવા તેના તાબામાં એક દેશી અમલદાર રહે છે તે હજુર ડેપ્યુટિ કલેકટર કહેવાય. બે ત્રણ તાલુકા ભેગા મળી ભાગો કરેલા હોય તેના ઉપરી તે આસિસ્ટંટ કલેકટર કે ડિસ્ટ્રિકટ ડેપ્યુટિ કલેટકર કહેવાય છે. જેમકે ચોર્યાસી, બારડોલી ને જલાલપોર તાલુકાનો ઉપરી તે ચોર્યાસી ડિવિઝનનો ફર્સ્ટ આસિસ્ટંટ કલેકટર કહેવાય. પારડી, વલસાડ, ચીખલી એ ત્રણ તાલુકાનો ઉપરી તે સેકંડ આસિસ્ટંટ કલેકટર કહેવાય ઓરપાડ. માંડવી એ બે તાલુકાનો ઉપરી તે ડિસ્ટ્રિકટ ડેપ્યુટિ કલેકટર કહેવાય.

કલેકટર સાહેબ, હજુર ડેપ્યુટિકલેકટર, ડિસ્ટ્રિકટ ડેપ્યુટિકલેકટર અને આસિસ્ટંટ કલેકટર એ સઘળાઓને ફર્સ્ટ કલાસ માજિસ્ટ્રેટનો પણ પાવર હોય છે. એ અધિકારની રૂએ તેઓ બે વરસ સુધી કેદની અને એક હજાર રૂપીઆ સુધીના દંડની સજા હરકોઇને કરી શકે છે. પણ જો વધારે મોટો ગુનો ખૂન જેવો હોય તો તે ગુનેગારને સેશન કમિટ કરે છે એટલે તેનો ઈનસાફ જડ્જ સાહેબ કરે છે.

દરેક તાલુકાનો ઉપરી તે મામલતદાર કહેવાય, અને તેને સેકંડ કલાસ માજિસ્ટ્રેટની એટલે ૭ માસ સુધી કેદની અગર ૨૦૦ રૂપીઆ સુધીના દંડની સજા કરવાની સત્તા હોય છે. મામલતદારના તાબામાં અવલ કારકુન હોય છે, તેને એકમાસ કેદ ને રૂ. ૫૦) સુધી દંડ કરવાની સજાનો અખત્યાર હોય છે, તે થર્ડકલાસ માજિસ્ટ્રેટ કહેવાય છે. મામલતદાર ને અવલ કારકુનના તાબામાં દરેક ગામના પટેલ તલાટીઓ હોય છે.

ડિસ્ટ્રિક્ટ જડ્જ સાહેબ બે વર્ષ ઉપરાંતની કેદની સજા કરવાનું કામ કરે છે, તે ઉપરાંત મુનસફ સાહેબો ( સબોર્ડિનેટ જડ્જો ) એ લેણુ દેણના કજીઆ ચુકવ્યા હોય તે પરની અપીલનું કામ પણ કરે છે. આપણા જિલ્લામાં વલસાડ, ઓરપાડ ને સુરત એ ત્રણ જગ્યાએએ ત્રણ મુનસફો છે, તેઓ રૂ. ૫૦૦૦) ની અંદરના લેણુ દેણના કજીઆ ચુકવે છે, રૂ. ૫૦૦૦) ઉપરાંતના દાવા આખા જીલ્લાના ચુકવવા એક ફર્સ્ટ ક્લાસ જડજ પણ સુરતમાંજ છે. તેમ રૂ. ૫૦૦) ની અંદરના ઝીણા દાવા હોય કે જેના પર અપીલજ ન થાય તે ચુકવવા સ્મૉલકૉઝ કોર્ટના જડજ હોય છે. એ બધાની ઓફિસના કારકુન, બેલીફ, સિપાઇ વગેરે નીમવાનું કામ ડિસ્ટ્રિક્ટ જડજ કરે છે.

દરેક તાલુકામાં પોલિસનો એક સબ ઇન્સ્પેક્ટર હોય છે, તેના તાબામાં ગેટ ને સિપાઇઓ હોય છે. બે ત્રણ તાલુકાના પોલિસના સબ ઇન્સ્પેક્ટરોનો ઉપરી પોલિસ ઇન્સ્પેક્ટર છે, તેનો ઉપરી આસિસ્ટંટ પોલિસ સુપરિન્ટેન્ડન્ટ હોય છે, ને તેનો ઉપરી જીલ્લાનો પોલિસ સુપરિન્ટેન્ડન્ટ છે. ગુનેગારને પકડી કાઢવાનું કામ પોલિસનું છે, ને ઇનસાફ કરવાનું કામ માજીસ્ટ્રેટનું છે.

શહેર ને કસ્બામાં મ્યુનિસિપાલિટિઓ છે, ને ગામડામાં લોકલ બોર્ડખાતું છે. તે લોકોની આરોગ્યતા જાળવવાનું, કેળવણી આપવાનું વગેરે કામ કરે છે.

## સમાસ પ્રકરણ.

બે અથવા વધારે શબ્દ મળીને એક શબ્દ થાય, ત્યારે તેનો **સમાસ** થયો કહેવાય છે. આવા શબ્દના સમુહને **સામાસિક**

શબ્દ કહે છે સમાસના પહેલા શબ્દને **પૂર્વપદ**, છેલ્લાને **ઉત્તરપદ** અને એ બેની વચ્ચે હોય તેને **મધ્યમપદ** કહે છે. સમાસમાં આવેલા શબ્દને જુદા પાડવા તેને **વિગ્રહ** કહે છે.

અક્ષરના સંયોગને **સંધિ** કહે છે, ને શબ્દના સંયોગને **સમાસ** કહે છે, સમાસના સાત ભાગ છે. ૧. **દ્વંદ્વ**, ૨ **તત્પુરૂષ**, ૩ **કર્મધારય**, ૪. **દ્વિગુ**, ૫ **બહુવ્રીહી**, ૬ **અવ્યયીભાવ**, ૭. **મધ્યમપદલોપી.**

૧. **દ્વંદ્વસમાસઃ**—જ્યારે બે અથવા વધારે નામ એકજ વિભક્તિમાં આવે, ત્યારે **દ્વંદ્વસમાસ** થાય છે. આ સમાસનો વિગ્રહ કરતાં 'અને, અથવા 'કે, ઉમેરવો પડે છે, જાનમાલ, લુગડાંલત્તાં, વાસણકુસણ, રાધાકૃષ્ણ, પ્રેમશૌર્ય, ભાઇબેન, માબાપ, રાજારાણી, ખરૂંખોટું, ડગલોદોટી, નાનું મોટું, આવજા, ઉઠબેસ, પાનસોપારી, રસ રોટલા, ધણી ધણીઆણી, લેણદેણ, લેવું દેવું, છાલગોટલા, વાદવિવાદ, રામલક્ષ્મણ, કૌરવ પાંડવ, ઘાંચી મોચી, દીકરો દીકરી, સીતારામ, શિવ પાર્વતી.

૨. **તત્પુરૂષ સમાસઃ**—જે સમાસમાં પૂર્વપદ અને ઉત્તરપદની વચ્ચે વિભક્તિનો સંબંધ હોય તેને **તત્પુરૂષ સમાસ** કહે છે. ૭ વિભકિતના પ્રત્યય પૂર્વપદને લાગવાથી તત્પપુરૂષ સમાસની ૭ જાત થાય છે. ઉદાહરણ—

**દ્વિતીયાતત્પુરૂષ**--ગ્રંથકાર (ગ્રંથને કરનાર), મનોહર (મનને હરનાર), સુધાકર (સુધાને કરનાર=ચંદ્ર), દિવાકર (દિવસને કરનાર=સૂર્ય), કુંભકાર, નિશાકર, સ્મૃતિકાર, ત્રાસદાયક, મૂર્તિકાર.

૨. **તૃતીયાતત્પુરૂષ**--હસ્તકૃત (હાથે કરેલુ), વ્યાસકૃત (વ્યાસે કરેલુ), વ્યાધિ ગ્રસ્ત, ઋણમુક્ત, હોપકૃત, વાલ્મિકકૃત.

૩. **ચતુર્થ તત્પુરુષ**--યજ્ઞસ્તંભ (યજ્ઞને માટે સ્તંભ). ગૌશાળા, નાટકશાળા, પાઠશાળા, ટંકશાળ, ચરણોદક, વિદ્યાલય, દેવાલય, શયનગૃહ, વિજયયાત્રા, આરોગ્યાલય, ધર્માંધ, દર્શનાતુર.

૪. **પંચમી તત્પુરુષ**--જાતિભ્રષ્ટ (જાતિથી બગડેલા), ધર્મભ્રષ્ઠ, આચાર વિરૂદ્ધ, વાઘભય.

૫. **ષષ્ઠીતત્પુરૂષ**—રાજનગર (રાજાનું નગર), ઝવેરીવાડો, આર્યોદય, દેવસેવા, વિદ્યાભ્યાસ, ઘરધણી, ગ્રંથકર્તા, સુખદાતા જ્ઞાનદાતા, દુ:ખહર્તા, પૃથ્વીપતિ, શાસ્ત્રાભ્યાસ, રાજસભા, ગણિકાગૃહ, યુવઋતુ. કૃપાનિધાન, રાજ્યસત્તા, રાજ્યાસન, સેનાધિપતિ, સત્તાલોભી, આદિ કવિ, હરિકીર્તન, સરસ્વતી મંદિર, રણક્ષેત્ર.

(આવા શબ્દોને દ્વિતીયાતત્પુરૂષમાં લેવા નહિ, કેમકે જેમાં ઉત્તરપદ જુદા નામની પેઠે વાપરી શકાય તે ષષ્ઠી તત્પુરૂષમાંજ આવે.)

૬. **સત્પમીતત્પુરૂષ**—સ્વર્ગવાસ, જળચર, ગૃહસ્થ, નર્કવાસ, ભૂચર, વનવાસ, કૈલાસવાસ.

તત્પુરૂષના કેટલાએક સમાસોમાં પૂર્વપદની વિભક્તિનો સંસ્કૃત પ્રત્યય રહે છે. જેમકે ભયંકર, કર્ત્તરિ પ્રયોગ, કર્મણિ પ્રયોગ, ભાવે પ્રયોગ.

૩ **કર્મ ધારય સમાસ**—જે સમાસમાં પૂર્વપદ ને ઉત્તર પદની વચ્ચે વિશેષણ વિશેષ્યનો સંબંધ હોયછે, તેને **કર્મ ધારય સમાસ** કહેછે. પરમેશ્વર, મહાદેવ, સદાચાર, મહાસાગર, મહામંત્ર, લઘુયંત્ર, પરમકૃપાળુ.

કોઇવાર પૂર્વપદમાં ઉપમાને અર્થે વપરાતું નામ આવે. આવા સમાસનો વિગ્રહ કરતાં પૂર્વપદ પછી 'જેવું, 'જે, એ શબ્દ વધારવાં પડે છે. જેમ, ચંદ્ર મુખ (ચંદ્રના જેવું મુખ) મૃગલોચન, કમળનયન,

ચંદ્રપ્રભા. કોઇવાર ઉપમા ઉત્તરપદમાં આવે છે. જેમ નરસિંહ ( સિંહ જેવો નર, ) જ્ઞાનામૃત,

૪ **દ્વિગુ સમાસઃ**—આ સમાસમાં પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય છે. દ્વિજાતિ, ત્રિભુવન, ત્રિલોક, ત્રિગુણ, ચતુર્વેદ, ષટકર્મ, સપ્તર્ષિ, અઠવાડીઉ, ચોમાસું, બારાખડી, પંચાગ્નિ, ચૌદભુવન, દશે દિશા.

૫. **બહુવ્રીહિ સમાસ**—જે સમાસિક શબ્દ વિશેષણ તરીકે વપરાય છે, ત્યારે તે બહુવ્રીહિ સમાસ કહેવાય છે. એને છેડે **જે છે તે** એ શબ્દો ઉમેરવા પડે છે, પંચમુખી (પાંચ મુખવાળો જે છે તે=પંચ મુખી) દિગંબરી, હરિણાક્ષી, ચંદ્રમુખી, ચતુર્ભુજ (શિવ). ગંભીરનાદ, સૂક્ષ્મદર્શક યંત્ર, પાછલો પહોર; આગલી રાત.

૬ **અવ્યયી ભાવ સમાસ**—આમાં પૂર્વપદ અવ્યય હોય છે. યથાશકિત, યથાવિધિ, પ્રતિવર્ષ, દરરોજ, હરઘડી, પ્રત્યક્ષ, બેશક. આ સમાસ ઘણું કરીને ક્રિયા વિશેષણ અવ્યયને અર્થે વપરાય છે.

૭. **મધ્યમપદ લોપી સમાસ**—જેમાં મધ્યપદનો લોપ થયો હોય તે; જેમ દહીંવડાં (દહીંમાં આથેલાં વડાં) આગગાડી, કોપરાપાક, ક્રિયાપદ, સાકરભાત, મધમાખી, માધવપરૂં, વરાળયંત્ર, દરીઆમહેલ, પવનચક્કી, મોતીબાગ, ગુજરાત કોલેજ, ગોળપાપડી, ત્રિકમોર્વેશી, અભિજ્ઞાનશંકુતલા, લક્કડકામ, વિરામચિન્હ, ખાંડકેરી, છાયાતરૂ, જળકુકડી. વગેરે.

૮. **મિશ્રસમાસ**–ઉપર લખેલા ૭ પ્રકારના સમાસોમાંના બે અથવા **વધારે સમાસ સાથે આવીને એક સમાસ થાય, તો તેને મિશ્રસમાસ કહે છે. સર્વોપમાલાયક, સકળગુણનિધાન, ગુજરાતવર્નાકયુલર સોસાયટી, ભવજળતારક, શિવસુખકારક. વગેરે. સમાસ સમાસ.**

# ડ્રિલ માટે આપેલી સૂચના પહેલી ચોપડીના અર્થમાં જુઓ.

## બારબેલ્સની ડ્રીલ

બારબેલ્સ ( લાકડીનાં દંડા )

આ દંડા એકવાર લંબાઇના અને એક રૂપીઆ જેટલા પરીઘની જાડાઈના લાકડાના ઘડી તૈયાર કરી ઉપર રંગ બેરંગી કાગળો ચોઢેલા હોય છે.

બારબેલ્સની ડ્રીલ કરાવતાં દરેક બાળકને તેમની પાસેના દંડા જેટલે અંતરે ઉભા રાખવા તથા પગ એક ફૂટ પહોળા રખાવવા. નિયમ પ્રમાણે વહેંચ્યા પછી દંડા જમણે હાથે બંદૂકની પેઠે જમીનને છેડા અડાડી ઝાલીને ઉભા રહે.

**રમત ૧ લી**–તૈયાર. બારબેલ્સ હાથે આડો પકડવો. બંને હાથે પકડતાં અંતર પોતાના બે ખભાં જેટલું રાખવું.

ચાલો-૧ વાંકા વળીને પગ આગળ બારબેલ્સ રાખવા. ૨) માથા તરફ ઉંચા હાથ કરી નજર પણ ઉંચી કરવી. ૩) બોચી પર મૂકવો. ૪) બેની માફક માથા તરફ હાથ ઉંચા. ૫) સીધા ઉભા રહેવું. (આ હુકમે પગ પહોળા હોય તે પાસે કરી બારબેલ્સ તૈયારના હુકમ મુજબ ઉભો રાખવો. ઉપર મુજબ ૧ થી ૫ સુધી હુકમો બાળકો પોતાની મેળે લઇકરી શકશે.

**રમત ૨ જી**–તૈયાર રમત્ ૧ લી મુજબ.

ચાલો-૧. જમણી બાજુએ બારબેલ્સ આડો ૧૩૫ અંશને ખુણે ઉંચો કરવો એટલે ડાબા પગની એડી ઉંચી થશે. ૨ ડાબી બાજુએ ઝોલાણ સાથે બધ જઈ ૧૩૫ અંશને ખુણે બારબેલ્સ

ઉંચો કરવો. ( જમણા પગની એડી ઉંચી થશે.) ૩ અને ૪ ના હુકમે ૧ અને ૨ ના હુકમ મુજબ કરાવી ૫ હુકમે સીધા કરવા. છોકરાઓ ઉપર મુજબ પોતાની મેળે હુકમો લેતા જશે અને કરતા જશે.

**રમત ૩ જી**–તૈયાર. રમત ૧ લી મુજબ.

ચાલો–૧ જમણો પગ જમણી બાજુએ એક ફુટ આગળ કરી, ડાબો વાંકો વાળી બારબેલ્સ પકડેલા હાથો જમણી તરફ કરવા. ૨) સીધા થવું. (તૈયારની સ્થિતિમાં.) ૩) જમણો પગ સામે આગળ કરી, ડાબો વાંકો વાળી હાથ સામે લાંબા કરવા. ૪) સીધા થવું. ૫) ડાબી બાજુએ હાથ લાંબા કરવા. (ડાબો પગ વાંકો વાળી જમણો આગળ કરીને) ૬) સીધા થવું.

છોકરાઓ ઉપર મુજબ પોતાની મેળે હુકમો લેતા જશે અને કરતા જશે.

**રમત ૪ થી**—તૈયાર. રમત ૧ લી મુજબ.

ચાલો—૧ જમણો પગ આગળ કરી બારબેલ્સ પકડેલા છે તે સાથે હાથો સામે રાખવા. (ડાબા પગની એડી ઉંચી ન કરતાં માત્ર આડી કરવી.) ( ડાબો પગ આગળ પણ કાઢી શકાય. ) ૨ બારબેલ્સ છાતીએ અડકાડવો. ( હાથ ખેંચી લઇને ) ૩) એકની માફક. ૪ ) બેની માફક. ૫) સીધા થવાને હતા તેમ નો હુકમ આપવો

ઉપર મુજબ ૧ થી ૫ હુકમો પોતાની મેળે બોલતા જશે ને કરતા જશે.

**રમત ૫ મી**—તૈયાર. રમત ૧ લી મુજબ.

ચાલો—૧ ડાબો પગ આગળ કાઢી બારબેલ્સ સામે રાખવા, ૨) ડાબો પગ આગળ કાઢી બારબેલ્સ છાતીપર રાખવા, ૩ અને ૪ એક અને બેની માફક. ૫) સીધા કરવા.

ઉપર મુજબ ૧ થી ૫ હુકમો બોલતા જશે ને કરતા જશે.

**રમત ૬ ઠ્ઠી.**—તૈયાર. રમત ૧ લી મુજબ.

ચાલો—૧ લાંબા હાથ કરી બારબેલ્સ સામે રાખવો. ૨ એડી ઉંચી કરવી. ૩) ધીરેથી એડીપર બેસવું. ૪) ધીરેથી ઉભા થવું. ૫) એડી મુકી દેવી. (બારબેલ્સની રમતમાં બારબેલ્સની લંબાઇ જેટલે અંતરે બાળકોને ઉભા રાખવાના છે, ) થાક ખાવા માટે સહેલાઇથી ઉભા રહો આ હુકમ આપવો આથી છોકરાઓ બારબેલ્સ ઉભા ઢળતા રાખી જમણો પગ અડધો પાછળ રાખી ઉભા રહેશે.

**રમત ૭ મી**—જમણા ફેરવીને. સામ સામે બે હાર કરવી અને એક બીજાનો બારબેલ્સ પકડવા કહેવું. ચાલો—૧) બંને બારબેલ્સ ઉંચા હાથ કરી માથાપર. ૨) પગ આગળ. આ પ્રમાણે સાત સુધી કરાવી આઠે મુકી દેવડાવવા

**રમત ૮ મી**—તૈયાર ચાલો—૧) જમણો હાથ પાછળ ખેંચી ડાબો આગળ લંબાવવો પછી એક બીજાના બારબેલ્સ પકડી વલોવતા હોઇએ તેમ કરવું. ૨) ડાબો હાથ પાછળ ખેંચી જમણો આગળ લંબાવવો પછી એક બીજાના બારબેલ્સ પકડી વલોવતા હોઇએ તેમ કરવું. ( આ પ્રમાણે સાત સુધી કરાવી આઠે મુકી દેવડાવા. )





# આર. એ. માસ્તરની કુંપની.

**બુકસેલર્સ, પબ્લીશર્સ, જનરલ મરચંટસ અને કમીશન એજંટસ.**

૮૪, ગનબાવા સ્ટ્રીટ, કોટ, મુંબઇ,

